# પ્રેમ કિશોરી.

નૉવેલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
દલાલ જેઠાલાલ વાડીલાલ
બુકસેલર એન્ડ પબ્લીશર્સ.
સારંગપુર તળીયાની પોળ—અમદાવાદ.

" પ્રજાહિતાર્થ મુદ્રાલય " પ્રેસમાં
પટેલ. દલપતરામ મકનદાસે છાપ્યું.
ઠે. શાહપુર નવીપોળ અમદાવાદ.

આવૃત્તિ ૨ જી    સન ૧૯૧૧    પ્રત ૧૦૦૦

કિંમત ૦—૮—૦

# પ્રેમ કીશોરી.

## પ્રકરણ ૧ લું

ઉંચા અને સીધા પહાડોમાંથી જોસ ભેર ઉદકનો પ્રવાહ ચાલી રહ્યો છે. ચારે તરફ મંદમંદ સુગંધમય પવન મનેંદ્રિયોને અત્યાનંદ આપી ખુશબો પ્રસારી રહ્યો છે. ભિન્ન ભિન્ન તરેહનાં વૃક્ષોની ઝુલી રહેલી ડાળીઓ પવનના જોરથી નીચી નમી પોતાના ગૃહેથી સ્વસ્રુ ગૃહે જતાં આક્રંદ કરતી સરિતાને જાણે દીલાસો આપી છાની રાખતી નહીં હોય તેમ દેખાય છે. સામી બાજુના સપાટ અને રમણીક મેદાનમાંથી હરણનાં ઉછળતાં બાળકો શીકારીઓથી ત્રાસ પામી નાસી આવી લતાની ગુંજોમાં અને ખીચોખીચ ઉગી નીકળેલા ઘાસના છોડવાઓમાં સંતાઇ જાય છે. તેમનાથી વિખુટી પડેલી તેમની વૃદ્ધ માદાઓ પોતાનાં બચ્ચાંના વિયોગથી શોકાગ્ર થઇ આમતેમ ઘુમતા શીકારીઓના સપાટામાં આવી જાય છે, અને મૃત્યુના મુખમાંથી કદાપી બચી જાય તો સરિતા આગળ આવી વિશ્રામ કરી બેસે છે. સુર્યાસ્ત થવાની તૈયારી થતી વખતે પોતાનાં બાળકોના મેળાપથી ખુશી થઇને અને મેળાપ નહીં થવાથી કોઇ કોઇ શોક પીડિત થઇને હર્ષ તેમજ શોકની બુમોથી આખું વન ગજવી મુકે છે.

રાત્રી પડવાનો સમય થયો અને દીવાકર અસ્તાચળે

પહોંચી ગયો. હરણાદિક પશુઓ પોત પોતાના સ્થળે ભરાઈ બેઠાં. સિંહાદિ વનચરો શિકારને માટે ગુફાઓમાંથી નીકળી આવી ભયંકર ગર્જનાઓ કરી સઘળો પ્રદેશ સુન્યમય કરી મુકવા લાગ્યાં. ચંદ્રમા પોતાના રથમાં બેસી ત્વરાથી આવી પહોંચ્યા. જો કે રાત્રીતો અજવાળી હતી છતાં અરણ્યમાં વૃક્ષો એટલાં બધાં નજીક નજીક ઉગી નીકળ્યાં હતાં કે સ્વચ્છ અજવાળું દીસી આવતું નહોતું, છતાં વૃક્ષોનાં પાંદડાંમાંથી બારીક બારીક અજવાળું પડવાથી જમીન ઉપર જાણે તારા પથરાઇ ગયા નહોય તેમ દેખાતું હતું શીતળ પવનના ઝપાટા થતા હતા, અને તેથી પાંદડાં ખડખડાટ કરી જમીન ઉપરની ચાંદણીઓને આમ તેમ ખસેડી નાંખતાં હતાં રાત્રી આંખ મીચતાંમાં વહી ગઈ અને જ્યારથી આપણી વાત શરૂ થાય છે તે દીવસનો પ્રાતઃકાળ થયો. પુર્વ દીશા તરફથી દીવાકરનો રથ હાંકતો હાંકતો અરૂણ આકાશમાં આવી પહોચ્યો. કાલકર, મેના, કાબેર વિગેરે પક્ષિઓ કલોલથી નિધુષ કરતાં કરતાં ઉડવા લાગ્યાં. પહોર દહાડો ચડ્યો ન ચડયો તેટલામાંતો ધુળ ઉડવાથી આકાશ છવાઇ ગયું, અને ભારે કલાહલ થઈ રહ્યા હોય તેમ સંભળાવા લાગ્યું.

લાંબો વખત થયો નહીં તેટલામાં તો ઘોડાની પડઘીઓ વાગવા લાગી. ડંકા, તુરી, રણસીંગાં વિગેરે વાજીંત્રોના ઘોર શબ્દો કાને પડવા લાગ્યા. થોડીવારમાં પાંચસો સ્વાર તથા બસો પાયદલ સહિત એક તરૂણ પુરૂષ દ દણામાં આવી પહોચ્યો. અને ઘોડા ઉપરથી છલંગ મારી ઉતરી પછી આસન ઉપર બેઠો. તેને પહેરેલો જરીયાનથી ભરેલો કાળા રંગનો પોશાક તેની ગૌર વર્ણની દેદિપ્યમાન અને ચિત્તાકર્ષક કાંતિમાં વધારો કરતો હોય તેમ જણાતો હતો. તેના મુસ્તક ઉપર ધારણ કરેલા મુકુટપર જડેલા

હીરા, સુર્યનાં ચળકતાં કિરણોથી, જુદીજુદી જાતનો રંગ પ્રકાશી રહ્યા હતા. તેની ઉમર વીસ વર્ષ કરતાં ભાગ્યેજ વધારે હશે.

સરદારોની વચમાં ઉંચા સિંહાસન ઉપર બેસી સુર વીર અને છટાદાર મધુર વાણીથી તે બોલ્યો કે બહાદુર શીકારીઓ અને સરદારો. આપણે શીકારને માટે આ અરણ્યમાં આવ્યા છીએ. શીકારના ભેદ સોળ છે. અને મારી સાથે સહવાસને લીધે તમે તે ભેદથી ભાગ્યેજ અજાણ્યા હશો. શીકારમાં વખતો વખત તમારૂં મારી સાથે આવવું થયું છે પણ આ જંગલમાં તો આપણે પહેલવહેલો ડેરો આજેજ નાંખ્યો છે. ગોળી અને તીર ચલાવવામાં તમારી હોંશીઆરી, એક નજર, સ્થિરતા, યુક્તિ, અને આસને મને દીંગમુઢ બનાવી દીધો છે, પશુઓને પ્રાપ્ત કરવાના ભેદ વીગેરેમાં તમે નિશક માહીતગાર છો એટલુંજ નહી પણ વારંવાર તમે મારી પાસેથી ઇનામ મેળવ્યાં છે; માટે કયા પ્રકારની રમત શરૂ કરવી એ વિચાર કરવાનું તમને સોંપુ છું.

અફસોસ ! આ વખતે મારા સુગુણ અને પ્રવિણ હોય તો કેવી સલાહ મળે અને શિકાર કરવાની કેવી મઝા પડે ! ઠીક. પિતાજીએ ચાર દિવસની રજા આપી છે. તેથી આજથી ત્રીજે દીવસે નગરમાં ગયા શિવાય ચાલે તેમ નથી માટે તાકીદથી નિશ્ચય થવો જોઇએ.

સરદારોએ જવાબ આપ્યો કે, મહારાજ, આપ સર્વ બાબતમાં આટલા બધા નિપુણ છો, છતાં અમને તેનો ખુલાસો પુછવાની આવશ્યકતા નથી. આપની મરજીમાં આવે તે રમત શરૂ કરો, મહારાજ પણ જ્યારે વધારે ટકવાનું આપ કહો છો તો હરણનો ભાલાથી શિકાર શરૂ કરવો જોઇએ કારણ કે તે ઘણો સહેલો અને થોડી મુદત-

માં પુરો થઈ શકે તેવો છે.

આ સાંભળી રાજકુમારે જવાબ આપ્યો કે એ વાત મારી ધ્યાનમાં બરાબર બેસે છે; કારણ કે સમય સુચક વર્તવું એ રાજ્ય નિતીનો મુખ્ય ધર્મ છે. આપણા પુર્વજો પ્રતિદીન તે નિયમને અનુસરતા આવ્યા છે, અને તે નિયમથી કોઇ દિવસ તેઓ વિરૂદ્ધ ચાલેલા નથી. આપણા રાજ્યની સહીસલામતી અને આબાદી તે નિયમ ઉપર કંઈ આધાર રાખે છે એ વાત નિઃશક છે; અને જો તે નિયમથી આપણે ઉલટું ચાલીએ તો આપણા પુર્વજોની અને શાસ્ત્રોની આજ્ઞાનું ઉલંઘન કર્યાનો દોષ લાગે, પિતાજી કોઇ કોઇ વખત કહેતા કે આપણા રાજ્યની પ્રશંશા દશો દિશ થઇ રહી છે તેનું કારણ સપ, ધૈર્ય, સંતોષ અને સમય સુચકતા છે. કેટલાક રાજપુત અને મરેઠી રાજાઓ આ ચાર ગુણોથી રહિત હોવાથી લીધે બીજા રાજાઓની મદદ નહિ મળવાથી પોતાનું રાજ્ય તેમજ ઇજત ખોઈ બેઠા છે અને અસહ્ય સંકટ વેઠયું છે એ વાતથી કોઈ અજાણ્યું છે ? આ વિષય ઉપર ચર્ચા કરવાનો હમણાં વખત નથી.

આ પ્રમાણે કહી તે રાજકુમારે પાંચ સરદારોને પોતાની સાથે લઇને શિકાર શરૂ કરવાનો નિશ્ચય કીધો અને બાકીનાઓને આજ્ઞા કરી કે તમે આ જંગલના બીજા પ્રદેશમાં શિકાર કરી રાત્રિનો સમય થતાં પહેલાં તમારાં સાહસની વાતો કહેવા આ સ્થળે આવવું.

ઉંપર પ્રમાણે ગોઠવણ કરી રાજ્ય કુમારે તુરંગોપચારકને હુકમ કર્યો કે છ ઘોડા ઉંપર સામાન મુકી અહીં લાવો. તરતજ ઘોડાઓ લાવવામાં આવ્યા. અને રાજકુમાર તથા પાંચ સરદારો તે પર સ્વાર થઈ દક્ષિણ તરફના મેદાનમાં શિકારની શોધમાં નીકળી પડયા. થોડે દુર ગયા

નહિ તેટલામાં તો એક કાળા રંગનું તુંકવત હરણ દુરથી રાજકુમારની દૃષ્ટિએ પડયું. હર્ષોત્ફુલ થઈને એડી મારી તરતજ તે હરણની પાછળ પોતાના ઘોડાને ફેંકયો. ત્રાસ પામી તે હરણ ઘણીજ સ્પુરતાથી દોડવા લાગ્યું. રાજકુમારે પણ તેની પાછળ પોતાના ઘોડાને પુરપાટ મુકી દીધો. પેલા સાથે આવેલા સરદારો જુવે છે તો કુંવરને દૃષ્ટિ મર્યાદા બહાર ગયેલો જોઇને વિચારમાં પડયા. એટલામાંતો સામેની ખોમાંથી એક વિક્રાળ અને ક્ષુધાથી આકુળ વ્યાકુળ થયેલો સિંહ ગર્જના કરતો કરતો નીકળી આવ્યો. અને પાંચ સરદારોમાંના એક ઉપર તલપ મારી પંજાથી તેની ગરદન પકડી નીચે નાખી તેને મરણ તુલ્ય કરી નાખી જીવ લેવાની તૈયારીમાં હતો તેવામાં તે સરદારોમાંનો એક બહાદુર કે જેનું નામ સુરસિંગ હતું તે પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો. અને મ્યાનમાંથી પોતાની તલવાર ખેંચી કહાડી તેની સામે થયો. સિંહ એકદમ ગર્જના કરી ઉછારો મારી સુરસિંગ ઉપર ધશ્યો. ઘોડાએ ગર્જનાથી ભડકી પાછા ભાગ્યા; અને પોતાના ઉપર બેઠેલા સરદારોને લેઇને જંગલમાં આમતેમ ભાગી ગયા.

આ જગોએ સુરસિંગ તથા સિંહ બન્ને સામાસામી કુસ્તીમાં આવી ગયા. સિંહ ઉંચો ઉછળી સુરસિંગના ગળા ઉપર થાપ મારવા જતો હતો તેવોજ પોતાની ચળકતી તલવારના પ્રહારથી તેના કટીમાંથી બે ભાગ કરી નાંખ્યા.

જખમી થયેલા સરદારને સુરસિંગે ઉપાડી લીધો અને તેને કપડાથી બાંધી ઘસડાતો ઘસડાતો સરિતા ઉપર જ્યાં લસ્કરનો પડાવ હતો તે જગોએ લેઈ ગયો. આ ઉપરથી પ્રીય વાંચનારને કદાપી શંકા થશે કે એક માણુસ બન્નેનો ભાર કેવી રીતે ઉપાડી શકયો હશે; પણ સુરસિંગના સુરાતનના પ્રમાણમાં આતો તેની કંઈ ગણતરીમાંજ

નહોતું તે બાબત આગળ ઉપર ખુલ્લી થશે.

લશ્કરના પડાવ આગળ સુરસિંગ આવી પહોચ્યો તે વખતે રાત્રીનો સમય થઇ ગયો હતો. સઘળા સરદારો પોતપોતાની બહાદુરીની નિશાનીઓ સહીત તે સ્થળે આવી ગયા હતા અને રાજકુમારની આવવાની રાહ જોતા હતા અને મન સાથે વિચાર કરતા હતા કે આજના બનાવોથી કુવરને ખુશ કરી સારા સારાં ઇનામો સંપાદન કરીશુ એટલુંજ નહીં પણ તે ઉપરાંત કીર્તી અને પ્રશંશા મેળવીશું ઘાયલ થયેલા માણસોની તજવીજ કરવામાં લગભગ અડધી રાત વહી ચાલી છતાં રાજકુમાર આવ્યા નહી તેથી સઘળાઓ ખિન્ન થવા લાગ્યા અને જુદીજુદી તરેહના તર્ક વિતર્ક બાંધવા લાગ્યા સુરસિંગ કંઇ બોલ્યા ચાલ્યા સિવાય હજી ચુપ ચુપ બેસી રહ્યો હતો.

જે વખતે વિમળને ઘાયલ થયેલો જોઇને સુરસિંગ પોતાની તલવાર ખુલ્લી કરી તેને મદદ કરવા ઘોડા ઉપરથી નીચે ઉતર્યો હતો અને તે વખતે બાકીના ત્રણે સરદારો કે જેઓના ઘોડા ભડકયા હતા અને જેઓ દુર નીકળી ગયા હતા તે લોકો પણ હમણાંજ આવી પહોચ્યા હતા. તેઓ બોલ્યા કે “ મહારાજ પ્રેમસેન એક કાળા હરણની પાછળ પોતાનો ઘોડો નાખી ઘણે દુર ચાલી ગયા હશે નહીં તેટલામાં—સિંહના મડદા તરફ આંગળી કરીને આ સિંહ ગર્જના કરી આવી પડયો ” અને પછી જે બન્યું હતું તે કહ્યું. તેઓ બોલ્યા કે અમે બીજુ કંઇ જાણતા નથી. તે કઇ બાજુએ ગયા તેની પણ અમને ખબર નથી સુરસિંગ કદાપી જાણતો હોય તો કોણ જાણે ! કોણ જાણે કુંવર સાહેબ અત્યાર સુધી આવ્યા નહીં તેનું શું કારણ હશે તે અમારાથી કહી શકાતુ નથી. રખેને શીકારની પાછળ દોડતાં કંઇ વિઘ્ન તો આવી પડયું ન હોય !

સુરસિંગે જવાબ આપ્યો કે તમારે કંઇ કુંવર સાહેબ માટે શોચ કરવો નહીં. મલ્લ યુદ્ધમાં અને શસ્ત્ર વિદ્યામાં તેમની બરાબરી કોઇ કરી શકે તેમ નથી. તેમની વિદ્યા અને સુરાતનથી શું તમે અજાણ્યા છો! એમના વિવેક ભરેલાં અને નિતિયુકત વચનો શું તમે સાંભળ્યાં નથી! એમનાં સાહસિક કૃત્યોની યાદગીરી તમારા મન ઉપર શું હજી અસર કરતી બંધ પડી છે! નહીંજ તમો પ્રાતઃકાળ થતાં સુધી અહીં રહી તેમની રાહ જુવો અને ત્યાં સુધી કદાપી તે ન આવે તો તમે નગર તરફ જાઓ અને હું તેમની શોધમાં નીકળીશ.

આ પ્રમાણે સુરસિંગનું બોલવું સાંભળી સઘળાઓ શાંત થયા અને પોતપોતાની જગ્યાએ શયન કરવા ગયા. સુરસીંગને જરા પણ નીદ્રા આવી નહી અને વિવિધ વિચારોમાં તેનું મન ભ્રમણ કરવા લાગ્યું. ઘાતકી વનચરોની ગર્જનાઓ અને ઝુમોથી તેના મન ઉપર માઠા વિચારો બેસવા લાગ્યા અને શરીર કંપવા લાગ્યું; પણ તે બહાદુર સરદારે હિંમત છોડી દીધી નહિ સાવધ થઈ આમ તેમ ફરવા લાગ્યો એટલામાં અરૂણોદય થવાની તૈયારી થઈ હતી, તારાઓ એક પછી એક સંતાવા લાગ્યા અને ઝાંખુ ઝાંખુ પ્રભા જમીન ઉપર પથરાયું

આ વખતે સુરસીંગે સરિતામાં જઇ સ્નાન કરી પોતાનો પોશાક સજી દીધો, અને પછી મનની સાથે કહેવા લાગ્યો કે જો કદાપી કુંવર સાહેબ નહીં મળશે તો મારી કેવી હાલત થશે તે કહી શકાતુ નથી. ખેર મને ગમે તો મહારાજા ફાંસી ચઢાવે તેનો મને કંઈ હર્ષ શોક નથી. પણ વસ્તુતઃ મેં આજ સુધી મહારાજાનું લુણ ખાધું તેના બદલામાં નીમક હલાલીની નોકરી બજાવવાની પહેલી તક મને આ વખતેજ મળી છે. અને જો આ તક જવા

દઉ તો મારી જનની અને મારી ક્ષત્રિ જાતની ઇજ્જતને બટ્ટો લાગે. આ આમુષ્મિક શરિર ઈશ્વરે શું ફકત પોતા ના સ્વાર્થ અને વિધ વિધ તરેહના રંગ ભોગથી ભોગવ- વાને માટે ઘડયું છે ? નહી; નહીં; જ્યાં સુધી પ્રાણ આ ખોળીઆમાં છે ત્યાં સુધી તો કોઇ દીવસ તેમ થનારજ નથી. અરે ! પ્રાતઃકાળ થયો અને હું કેમ બેસી રહ્યો છું ! ચાલ હવે શીઘ્રતાથી સેનાને નગર તરફ મોકલી હું મારા કામમાં સાવધ થઇ રહું.

એ પ્રમાણે કહી સુરસિંગે સૈનિકોને જાગૃત કરી ન- ગર તરફ વિદાય કર્યાં અને કહ્યું કે તમે મહારાજાને આ માઠા બનાવથી એકદમ વાકેફ કર્યાં સિવાય કહેજો કે કું- વર સાહેબ તથા સુરસિંગ બંન્ને જણા શીકારે ગયા છે, અને તે બંન્ને બનતા સુધી કાલે આવ્યા સિવાય રહેશે નહીં. જો કદાપી તમે ખરી વાત કહી દેસો તો મહારાજા અધીરા બની સુશીલ સુજાન પુત્રની આવી માઠી વાત સાં- ભળી શોકાગ્ર થઇ દુઃખોદધિમાં ડુબી જશે એ વાત નિઃ- શંક જાણજો.

આવી રીતે શીખામણ આપી સૈન્યને નગર તરફ વિદાય કરી પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ રાજકુમારની શોધમાં બહાદુર સુરસિંગ નીકળી પડયો. જે જગ્યાએ ગ- યે દિવસે તેણે સિંહને યમપુરીમાં પહોંચાડી દીધો હતો તેજ જગ્યાએ જઇને ઉભો રહ્યો. ત્યાં આગળથી રાજકુમા ર ગઇ રાત્રે હરણની પાછળ પડયો હતો તેથી તેના ઘો- ડાનાં પગલાં જમીન ઉપર સ્વચ્છ દેખાતાં હતાં અને તેથી એમ લાગતું હતું કે કુંવર સાફ દક્ષિણ દિશા તરફ ગયો છે.

રાજકુમારના ઘોડાનાં પગલાંની નિશાનીએ નિશાની-

એ સુરસિંગ આગળ ચાલવા લાગ્યો. આખો દિવસ મુસાફરીમાં વહી ગયો અને સાયંકાળ પડી ગઇ. જુવેછે તો ત્યાંથી આગળ ઘોડાનાં પગલાં જોવામાં આવ્યાં નહીં, પણ એક કાળુ હરણ જમીન ઉપર પડેલું દીઠું. ઘોડા ઉપરથી નીચે ઉતરી ત્યાં જઇ જોયુ તો હરણ મરણ પામેલું માલમ પડ્યું; તે જોઈ વિચાર કરવા લાગ્યો કે આ હરણ કદાપી કોઇ શીકારીએ માર્યું હોય તો તેને અહીં પડી રહેવા શઈ ચાલ્યો જાય તે વાત શક પડતી છે. કદાપી એમ ધારીએ કે તે કુંવર સાહેએ માર્યું છે ત્યારે તે જરૂર પાછા ફરવા જોઈએ; વળી ઘોડાનાં પગલાં આગળ જણાતાં નથી; તેમજ જો કુંવર સાહેબ પાછા ફર્યા હોય તો ઉત્તર બાજુના ઘોડાનાં પગલાં દેખાવાં જોઇએ. હરણની તપાસ કરતાં માલમ પડે છે અને સંપૂર્ણ ખાતરી થાય છે કે એ જરૂર અતિશય સ્ફુરતાથી ઘણું દોડવાની ગ્લાનિથી મરણ પામેલું છે. આ ઉપરથી સાબીત થાય છે કે જરૂર કુંવર આટલામાંજ હોવા જોઇએ આ ઝાડ આગળ રૂધિર પડેલું છે તેથી એમ જણાય છે કે અહીં કુંવર ઘોડો બાંધી કંઈ ગયા હશે, અને તેમની ગેરહાજરીમાં કોઇ શિકારી જાનવર તે ઘોડાને મારી લેઈ ગયું હોવું જોઇએ; કારણ કે કદાપી રાજકુમાર હોય તો તે જાનવરને જીવતુ મુકે અને ઘોડાને મરવા દે એ વાત માનવા જેવી નથી. આ ઝાડ ઉપર બાંધેલી રસીથી એમ જણાય છે કે આ રસીએજ તે ઘોડાને બાંધ્યો હોવો જોઇએ.

---

# પ્રકરણ ૨ જું.

પ્રીય વાંચનાર ! હવે લશ્કર તરફ જરા નજર કરીએ. સુરસિંગે મોકલેલું લશ્કર તે દિવસે ત્રીજા પહોરે નગરના કિલ્લા આગળ આવી પહોંચ્યું. રાજમંડળ તથા કચેરીમાં ખબર થઈ કે રાજકુમાર પ્રેમસેન શીકારેથી આવે છે. આ વાત સાંભળતાંજ વિરભદ્ર મહારાજાના મનમાં સંદેહ થયો કે નીમેલા દીવસ કરતાં એક દીવસ પ્રેમસેન વહેલા આવ્યા તેનું શું કારણ હશે એટલું કહેતામાં તો લશ્કરના આગેવાનો કચેરીમાં આવી દાખલ થયા. મહારાજા જુવે છે તો પ્રેમસેનને તેમજ બહાદુર સરદાર સુરસિંગને દેખ્યા નહીં તેથી સરદારોને પૂછયું કે તમે આગળ આવ્યા અને પ્રેમસેન અને સુરસિંગ કયાં ગયા ? જવાબ આપતા પહેલાં તો તેઓ જરા ગભરાયા પણ આખરે હિંમત લાવીને બોલ્યા કે તે બંન્ને શિકાર કરવા સારૂ રહ્યા છે, અને અમને વિદાય કરી કહ્યું છે કે અમે એક દીવસ વિત્યા બાદ આવીશું એવું મહારાજાને કહેજો. સાંજ પડવાનો સમય થયો હતો તેથી કચેરી બરખાસ્ત થઇ. વીરભદ્ર મહારાજા પોતાના મહેલ તરફ ગયા અને કચેરી મંડળના સઘળા માણસોએ પોત પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

હજુ સુધી એક કૃતધ્ની સરદાર કે જેનાં થોડાં વરસ ઉપર તેની હરામખોરીને લીધે બર તરફ કરવામાં આવ્યો હતો તે દરવાજા આગળ ઉભો થઇ રહ્યો હતો; તેનું નામ સામંતવીર હતું. તેને બરતરફ કરવામાં આવ્યા પછી તેની જગ્યા બહાદુર સુરસિંગને આપવામાં આવી હતી. સુર-

સિંગ નિર્ધન અવસ્થાની સીપાઇની નોકરીમાંથી પોતાના ગુણો અને પરાક્રમે કરી ઉંચી પાયરીએ ચઢયો હતો. તેનામાં મિથ્યાભિમાન અગર મગરૂબીનો જરા પણ અંશ નહોતો. જ્યારથી સુરસિંગને સામંતવીરની જગ્યાએ નીમવામાં આવ્યો ત્યારથી આ શામંતવીર તેના ઉપર અદેખાઇથી બળતો હતો. સુરસિંગની ચઢતી જોઇને તેની આંખ્યો ફાટી રહી હતી અને તક મળે સુરસિંગને ભૂપીતો કરી નાખવાનો લાગ તે તપાસતો હતો; તે પોતાના મનની સાથે કહેવા લાગ્યો કે આ વખતે મારો ઇરાદો બર લાવવાનો સમય આવ્યો છે માટે હવે ચુકવું જોઇએ નહી. એટલું બોલી તે પોતાના મિત્ર હીરાલાલના ઘર તરફ રવાને થયો.

હીરાલાલ હમણાંજ વાળુ કરી બારી આગળ બેસી પાન બીડી બનાવતો હતો તેવામાં બહારથી કોઇએ કમાડ ખખડાવ્યું. નોકરને મોકલી બારણું ઉઘડાવ્યું અને સામંતવીર અંદર દાખલ થયો.

હીરાલાલ—કેમ ભાઇ ! ઘણે દહાડે આજ આપનાં પગલાં? કાંઈ નવા જુની છે કે શું ?

સામંતવીર—હા, કંઈ છે તો ખરૂં.

હીરાલાલ—હોય તો કહો; એમાં વિલંબ કરવાનું કંઈ પ્રયોજન નથી.

સામંતવીર—આજની હકીકત તો તમારાથી છાની નહી હોય ! કચેરીમાં આવ્યા હતા ની !

હીરાલાલ—બસ કરો. હું સમજી ગયો. સુરસિંગની બાબતમાં તમારો કંઈ વિચાર છે એમ જણાય છે. કેમ ખરૂં છે નિ ?

સામંતવીર—બીજુ શું ત્યારે; ફરી ફરી આવી તક મળે-

વાની નથી માટે આ વખતે તેને જવા દેવો તે આ ખરે આપણને નુકશાન કર્તા છે.

હીરાલાલ—છેજ એતો. આજ સુધી તેનું કોણ અજાણ્યું હતું ? અત્યારે તો આ વાત મુલતવી રહેવા દો; કાલની વાત કાલ છે.

સામંતવીર—જ્યારે ધારેલું કામ પરિપૂર્ણ થાય ત્યારે તો પછી વચ્ચેથી ઠેસ જાય.

હીરાલાલ—જોઈએ છીએ હવે તેનું કેમ થાય છે.

આ પ્રમાણે કેટલીક વાતચીત કરી રહ્યા પછી સુરસિંગનો નાશ કરવાની યુક્તિ ગોઠવી. તે યુક્તિ હમણાં જાહેર કરવાની જરૂર નથી. વખત આવે સઘળી ખુલ્લી થઈ જશે. સામંતવીર પોતાને ઘેર ગયો અને રાત ઘણી ગઈ હતી તેથી હીરાલાલ પણ સુઇ ગયો. સામંતવીર હરખાતો હરખાતો ઘેર આવી વાળુ કર્યા પછી સુવાને ગયો અને પ્રાતઃકાળની રાહ જોતો જોતો પડી રહ્યો. આવા કૃતઘ્ની અને રાજદ્રોહી માણસને ઉંઘ આવી હશે કે નહીં તેનો વાંચનારને ખ્યાલ થયા સિવાય રહેશેજ નહીં.

વ્હાણું ફાટતાં પહેલાં તો સામંતવીર તૈયાર થઇ હીરાલાલને ઘેર ગયો. મહારાજા વીરભદ્ર હમણાંજ પોતાના નિત્ય કર્મથી નિવૃત થઇને જનાનખાનામાં બેઠા હતા, અને પ્રેમસેન આવ્યો નહીં તેની ફિકરમાં પડી ગયા હતા શોક અને વિચારમાં લીન થઈ કંઈ બોલ્યા ચાલ્યા સિવાય ગુપ ચુપ મહારાજાને બેશી રહેલા જોઇને રાણીઓના મનમાં પણ સંદેહ થવા લાગ્યો વીરભદ્રના દયાળુ અંતઃકરણમાં શોકના ઉપરા ઉંપરી ઉભરા આવવા લાગ્યા. કુંવર નહીં આવ્યાની વાત પવનની માફક નગરમાં ફેલાઈ ગઈ

અને સર્વ ઠેકાણે શોક શોક અને શોક થઈ રહ્યો.

નગરની બહાર થોડેક છેટે એક ચોતરા ઉપર હીરાલાલ અને સામંતવીર બેઠા વીચાર-કરતા હતા. સવારના પવનની મંદ મંદ લહેરો આવતી હતી. પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. ખેતરોની વાડો ઉપર અને છોડવા ઉપર પડેલાં ઝાકળનાં ટીપાં મોતીની માફક દેખાવ આપી રહ્યાં હતાં વેપારને માટે ગામડાઓના વેપારીઓ અને મુસાફરો હારબંધ આવતા હતા. ધોબી લોકો ધોવાનાં કપડાં બળદ ઉપર લાધી ડચકારી મારતા ઘાટ તરફ ચાલ્યા જતા હતા જો જોતામાં કીરતારે પુર્વ તરફનું આકાશ સોનેરી રંગથી રંગી દીધું. ટુંકાણુમાં પ્રાતઃકાળનો દેખાવ એવોતો શુશોભીત થઈ રહ્યો હતો. કે ગમે તેવા માણુસનું મન આકર્ષણુ કર્યા સિવાય રહેજ નહીં. પણુ આ બંન્ને માણુસોનું ધ્યાનતો તેમના વિચારમાંજ પરોવાઈ રહેલું હતું.

હીરાલાલ—સામંતવીર ? આજ તમે જો કચેરીમાં નહી જશો તો મહારાજાને શક ઉત્પન્ન થશે; માટે તમે ત્યાં સુખેથી જાઓ અને તમારી યુકિત લડાવો. હું પણુ તેજ તજવીજમાં છું.

સામંતવીર—હા ! ઠીક થયું કે મને પહેલેથી ચેતાવ્યો નહીં તો કંઇ આડું અવળું થઇ જાત અને બકરી કાઢતાં ઉંટ પેસી જાત.

હીરાલાલ—તેમાં કાંઇ નવાઇ જેવું નથી. એકતો મહારાજાને અને બીજા સરદારોને તમારા ઉપર ખાર છેજ અને વળી આજ તમે ન જાઓ તો આપણી મસલત ઉપર પાણી ફરી વળે અને તે ઉપરાંત કાંઇ ઉંધુ છતું પણુ થઈ જાય.

સામંતવીર—બેશક. પણુ હીરાલાલ આ વખતે તો ઠંડા પાણીએ ખસ કાઢવાનો હુંતો નિશ્ચય કરીને બેઠોછું.

હીરાલાલ—આગળથી લવારો કરવાનું કંઇ પ્રયોજન નથી વખત આવે સઘળું થઇ રહેશે.

આ પ્રમાણે કેટલાક વખત સુધી વાતચીત કર્યાપછી સામંતવીર નગરમાં આવ્યો અને કચેરીનો વખત થયેથી ત્યાં જઈ હાજર થયો. દરબારમાં સરદારોની તથા નગર વાસીઓની ઠઠ ભરાઈ છે અને એક તલપુર માત્ર જગ્યા પણ ખાલી નથી. સામી બાજુ વચમાં વીરભદ્ર મહારાજા હીરાજડીત્ર સોનાના સિંહાસન ઉપર બેસી રૂઢીના તથા ધર્મશાસ્ત્રના આધારે લોકોની તકરાર પતાવીદેઇ ન્યાય આપે છે. એક બાજુ ખાનદાન કુળમાં જન્મેલા, રાજ્યનીતિ, તર્કશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર વીગેરેમાં નિપુણ, શુશીલ અને જેના બાપદાદા અસલથીજ આ રાજ્યની નોકરી કરતા આવ્યા છે. એવા પ્રધાનો પોત પોતાનો અભિપ્રાય આપી રહ્યા છે બીજી બાજુ બીજાનું સ્વરૂપ જોઇ ચેતી જાય અને હાવભાવ ઉપરથી તર્ક બાંધે તેવા સુરવીર સામંતો, સરદારો, અને રાજ્યદુતો પર રાજ્યોની ચાલચલગત અને વર્તણુક વિષેની સુચના કરી રહ્યાછે. સીપાઇઓ ગુન્હેગારોને લેઇ જવા લાવવાના કામમાં ગુંથાઇરહેલા હોવાથી આમ તેમ દોડાદોડી કરી રહ્યાછે.

એટલાબધા શોકથી પીડીત થતા મહારાજા, કુંવર સંબંધી વાત મુકી દેઈ, પ્રજારક્ષણના કામમાં લાગીગયેલાછે તે કેવી તાજુબી ભરેલી વાત છે. ક્ષત્રીનો ધર્મતો એજછે. કહ્યું છે કે દરેક તકરારનો અને કજીઆનો રાજાએ હંમેશાં ચુકાદો કરવો અને જો તેમ કરવામાં કસુર પડેતો નીયમને અનુસરીને રહેનારી પ્રજા કાળજી રાખે નહિ અને બળવાન તેમજ ધનાઢય માણસો દુર્બળ અને ગરીબ લોકોને દાવમાં રાખી પોતાનું કામ જોરજુલમથી કરાવીલે અને બીચારા ન કરેતો ઘણું દુઃખ આપતાં પણ દયા લાવે નહીં. એતો

પ્રત્યક્ષ છે કે દંડ અને શિક્ષાથી સર્વે મનુષ્ય નિયમમાં રહે છે.

ક્ચેરીમાં આ પ્રમાણે હીલચાલ ચાલી રહી હતી તેવામાં મધ્યાન્હ કાળનો સમય થયો. જલદીથી કામકાજ સમેટી લઇ બાકીનું પ્રધાનને સોંપી મહારાજા વીરભદ્ર એકાંત સ્થળે આવીને બેઠા કુંવર સંબંધી વિચારો તેમના મગજમાં પાછા ધસવા લાગ્યા અને જેમજેમ દીવસ જતો ગયો તેમતેમ તેમનો શોક વધતો ગયો. છેવટે રાજ્યદુતોને બોલાવી કુવરની તપાસ કરવાને માટે હુકમ કીધો અને તેઓને કહ્યું કે જેમ બને તેમ જલદીથી તપાસ કરી પ્રેમસેનને સાથે લેઈ વિલંબ કર્યા સિવાય પાછા ફરજો

આ રાજ્યદુતો એકદમ હુકમને તાબે થયા સામંતવીર પણ મહારાજા પાસે હમણાંજ આવ્યો હતો અને સઘળી ચરચા જોયાં કરતો હતો. કેટલાક બીજા સરદારો પણ અહીં હાજર હતા.

મહારાજા વીરભદ્ર—પ્રેમસેનની સાથે સુરસીંગ હાજર છે માટે કંઇ નવાજુની બને તેતો સંભવિત નથી.

સરદારો—બેશક. સુરસીંગ પોતાનો પ્રાણ જતા સુધી પણ પાછા હઠે તેમ નથી કારણકે પોતાની ફરજ કેવી રીતે બજાવવી તે બાબતની તેમને પુરેપુરી માહીતી છે.

મહારાજા વીરભદ્ર—તે પોતેજ કપટછરી મારી પ્રેમસેનને ફસાવે એમતો માની શકાયજ નહીં.

સરદારો—રામરામ! ગમેતો આ પૃથ્વી રસાતાળ થઇ જાય અગર સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે તો પણ સુરસીંગની મતી કોઈ દીવસ તેવી થાયજ નહીં

સામંતવીર—સુરસીંગનું મન એટલુંબધુ દૃઢ છે કે

જેની સાથે તેને સંબંધ થયો તેને તે કોઈ દીવસ કપટછરી મારતો નથી. પછી ગમેતો તે સબંધ ચહાય તેવીરીતે થયો હોય પણ મહારાજ! માણસની મતી હંમેશાં તેવીને તેવીજ રહેતી નથી. જુદાજુદા દેશમાં જુદાજુદા વખતે અને જુદી હકીકતોને લીધે મનોવૃતિમાં ફેરફાર થાયછે. આ ફેરફાર થવામાં મુખ્યત્વે કરીને પાંચ કારણ છે, એકતો સામાન્ય લોભ, રાજ્યલોભ, ધનલોભ, સ્રીલોભ. બીજું. સારા અથવા ખોટા કામને માટે મનનું વલણ, ત્રીજું, બીજા ઉપર હરકોઇ પ્રકારની ઇર્ષા ચોથું મન; સંયમની ગેરહાજરી; અને પાંચમું ક્રોધ. પણ વાસ્તવે સુરસીંગમાં તેમાંનો કોઇપણ દુર્ગુણ હોય તેમ મનેતો કોઇ દીવસ લાગ્યું નથી.

મહારાજા વીરભદ્ર—સુરસીંગની મતીમાં ફેરફાર થાય ત્યારે પછી વાત કહેવા જેવી રહે નહીં.

સરદારો—સામંતવીરનું કહેવું સાધારણ રીતે વ્યાજબી છે છતાં સુરસીંગની બાબતમાં તે દાખલો લાગુપડે એટલાબધા દરજ્જાસુધી તેની બુદ્ધિમાં વિકાર થાય તે બનવું ઘણુંજ મુશ્કેલ છે.

મહારાજાવીરભદ્ર—મુશ્કેલ તો છેજ, પણ કર્મની ગતિ ન્યારીછે; તેની કોઇને ખબર નથી.

સામંતવીર—મિથ્યા કલ્પના કરી વફાદાર સુરસીંગ વિષે કંઇપણ શક પેદા કરવો તે આપણો ધર્મ નથી. પણ એતો ખરૂંછે કે જ્યારે સુરસીંગ અને પ્રેમસેન શીકારે સાથે ગયાછે ત્યારે તેઓ સાથેજ આવવા જોઇએ. પણ જ્યારે પ્રેમસેનને મુકી સુરસીંગ એકલા અહીં આવે અને પ્રેમસેન વિષે ખુલાસો આપે નહીં ત્યારેજ

એમ માલમ પડશે કે સુરસીંગનો ભપકો ખાલી ઢોંગછે, ત્યારેજ નક્કી થશેકે તેમની મનોવૃતિમાં ફેરફાર થયોછે અને ત્યારેજ એમ સ્પષ્ટ જણાઈ આવશે કે કપટછરી પણ એક સુરસીંગનું હથિઆરછે.આ પ્રમાણે વાતચીત કરતાં સાયંકાળ થઇગઇ અને સામંતવીર તથા સરદારો પોતપોતાને ઘેર ગયા. સામંતવીરનાં મર્મ ભરેલાં કપટી વચનો મહારાજાના મન ઉપર ખરેખરી અસર બેસાડી દેવામાં ફતેહ પામ્યા હતાં સુરસીંગના ઉપરથી મહારાજાનો વિશ્વાસ કેટલેક દરજ્જે ઉઠી ગયો હતો તે તેમના ચહેરા ઉપરથી સાફ જણાઈ આવતું તેમનાં રક્ત લોચન સાફ કહી દેતાં હતાં કે સુરસીંગ પ્રેમસેન વિના આવેતો તેને યોગ્ય સજા આપવી.

મહારાજા વીરભદ્ર શયનભુવનમાં ગયા પણ ત્યાં તેમને શાન્તિ મળી નહીં શોક પીડીત હોવાથી નિદ્રા પણ તેમનાથી દૂર નાસવા લાગી. આકુળવ્યાકુળ થઈ તે ગભરાવા લાગ્યા. આ વખતે એક બીજી કલ્પનાએ પણ તેમના ક્રોધમાં વધારો કર્યો હતો. મનની સાથે તે કહેવા લાગ્યા કે પ્રેમસેને કોઈ દીવસ મારી આજ્ઞાનું ઉલંઘન કર્યું નથી. અને કોઈ દીવસ કરશે પણ નહીં તે તેમની સદવૃતિ, શૌર્ય, અને માતપિતા તરફ પ્યાર ખુલ્લું કરી આપતાં હતાં. કદાપી એમ ધારીએ કે સુરસીંગ તથા પ્રેમસેન બંન્ને શીકારે ગયા હોય અને વળી સુરસીંગનામાં લેશમાત્ર પણ કપટ નહોય તોપણ એતો સિદ્ધ થાયછે કે મારી આજ્ઞાનું ઉલંઘન કરવાને સુરસીંગે એ બાળકને ઉશ્કેરણી આપી રોકયો. માટે તેને યોગ્ય સજા કર્યા વિના શું હું ચુપ ચાપ બેશી રહી મારા નેકી રાજ્યમાં એવા ગુન્હા થવા દેઇશ? આ માણે વિચાર કરતાં મહારાજા નિરાશ થઈ પલંગ ઉપર

પડી રહ્યા છે. અને પણ સામંતવીર પણ પોતાની તરકીબો થી ખુશી થઈ પોતાના વિચારમાંજ રમ્યાં કરેછે.

## પ્રકરણ ૩ જું.

મહારાજા વીરભદ્રના પુત્ર પ્રેમસેન તરફ હવે જઇએ આગળ હું લખી ગયોછું કે, પ્રેમસેન એક હરણની પાછળ પડવામાં ઘણે દૂર સુધી નીકળી ગયા હતા છેવટે અઘોર વનમાં આવી પડયા અને હરણને ગ્લાનિથી મરી ગએલું જોઇને દીલગીર થઈ પોતાના ઘોડાને એક વૃક્ષ આગળ બાંધી ઘણી તૃષા લાગવાથી પાણીની શોધમાં રખડવા માંડયું. ઘણે દૂર ગયા પછી લીલું લીલું ઘાસ તથા છોડવાઓ તેમની નજરે પડયા. તે જોઇ તે ઘણાજ ખુશી થયા અને બોલ્યા"હા, ઇશ્વર! તારી ગતિ અલૌકિક છે· તેનો કોઈ હજુ સુધી પાર પામ્યા નથી અને પામવાના પણ નથી આ અઘોર જંગલમાં મારૂં રક્ષણ કરનાર તુંજ છે. હું હંમેશ એમ ધારતો હતો કે કોઈ દીવસ મારા ઉપર વિપત્તિ આવી પડનારજ નથી, અને મારી તાબેદારી ઉઠાવવાને હજારો માણસો અહોનિશ મારી પાસેજ રહયાં કરશે, પણ હવે મને ખાત્રી થઇ કે એક નિમિષ માત્રમાં તવંગર ગરીબ થાયછે અને ગરીબો તવંગર થાયછે, સમર્થ નિર્બળ થાયછે, અને નિર્બલનો સમર્થ થાયછે"

આગળ ચાલતાં ચાલતાં પ્રેમસેન એક ઝરા પાસે આવી પહોંચ્યા આ ઝરાનું પાણી એટલું બધું સ્વચ્છ અને નિર્મળ હતું કે તેની અંદર તરતી રંગ બેરંગી

માછલીઓ સાફ દેખાઇ આવતી હતી. કીનારા ઉપર ઉગી નીકળેલાં વૃક્ષો, અને છોડવાઓનાં જંગલી તેમજ ખુશબોદાર ફુલો પવનના જોરથી ખરી પડી હવામાં ઉડતાં ઉડતાં નીચે પડી જાણે જમીનને શણગારતાં હોય નિ તેમ દેખાતાં હતાં. ચારે તરફથી વાતો સુગંધીમય પવન મગજને શીતળ કરી નાખતો હતો. કીનારા આગળનાં દેડકાં ડેંડુ અવાજ કરી તમરાનાં મધુર ગાયનને જાણે તાલ આપતાં હોય તે પ્રમાણે ધ્વની થઇ રહ્યો હતો. એક બાજુ ઉંચા પર્વતોની હાર આવી રહી હતી, અને તેનાં શિખરો વાદળાં સાથે મળી ગયાં હોય તેમ દૂરથી દેખાવ આપી રહ્યાં હતાં.

પ્રેમસેનને આ વખતે ઘણીજ ભૂખ લાગેલી હતી તેથી પાણી પીધુ. ન પીધું કરીને કુદ્રતિની ખુબી નિહારતો નિહારતો ઝરાના કીનારે કીનારે આગળ ચાલવા લાગ્યો. જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ પર્વતો ઉંચા ઉંચા આવવા લાગ્યા. અને જંગલનો દેખાવ રમણીક લાગવા માંડયો. આવા સુશોભિત અને ચિત્તાકર્ષક દેખાવમાં કુંવરનું મન લીન થઈ ગયું અને પાછા ફરવાની વાતતો ભૂલીજ ગયો અને હવેતો કહેવા લાગ્યો કે જો આવા એકાંત અન રમણિક સ્થળમાં નિરંતર રહેવાનું હોયતો કેવું સારૂં? એટલામાં પર્વત ઉપર ચઢવાનો એક કાંકરાવાળો ઢાળ ઉતાર પણ સરળ રસ્તો તેની નજરે પડયો

ભુલા પડેલા પ્રેમસેનને કંઇ પણ રસ્તાની ખબર નહિ હતી અને વળી ઘણોજ થાકી ગયો હતો પર્વત ઉપરનો રસ્તો જોઇને તે કલ્પના કરવા લાગ્યો કે કદાપી આ ડુંગરની પેલી બાજુ કંઈ ગામ હોય તો ત્યાંથી કંઈ ખાવાનું મળી શકે અને ભૂખ મટે. પછી તો કંઇ ફીકર નથી. ક્ષુધાએ તેને

પણ કાંઇ સુઝ પડવા દીધી નહિ. અને આ પર્વત ઉપરના રસ્તે તેને દોરવ્યો. ચડતાં ચડતાં ઘણે ઉંચે ગયો તો ત્યાં આગળ તેને એક ઉંડી ખ્હો માલમ પડવાથી ઘણો ખુશી થઇને બોલ્યો કે, પરમેશ્વરે મારા ઉપર કૃપા કરી મારૂં ભક્ષ મને અહીં લાવી આપ્યું છે. જરૂર આ ગુફામાં સીંહ, વ્યાઘ્ર અથવા કંઇ જાનવર હશે તેમાં શક નથી." એમ કહી કમરમાંથી પોતાની ઝેરી કટારી ખેંચી કહાડી ગુફાના મ્હોં આગળ જઇ ઘણા જોરથી પોકાર કરવા લાગ્યો. ઘણા વખત સુધી આ પ્રમાણે તણે કર્યા કર્યું પણ કંઇપણ જાનવર અંદર નહિ માલમ પડવાથી છેવટે પોતાની કટારી કમરમાં ખોશીદઈ ગુફામાં પ્રવેશ કરી સુતો સુતો આગળ જવા લાગ્યો. પહેલાં તો અંધારૂં ઘોર માલમ પડવા માંડયું. પણ થોડા વખતમાં એક વિશાળ અને અજવાળા વાળા મેદાનમાં પોતાને જોયો.

આ મેદાનની ચારે બાજુ કુદ્રતિથી પર્વતનો કીલ્લો બની રહેલો હતો. સાગ, પાટલા, પ્રવસક, વહેડુક, રોહિડો ખેર, અરડુસો, ખટુઉમરો, ગુલ્લર, આસોપાલવ, ટીંભરૂ. સાબર, બાવળ, દેવદાર, ઉદુંવરો, ખાખરો, ઉવરો, આકડો, ધો, ધાવડો, વટ, કેર, શીશમ, ફાંસ, કદમ, તાડ, સુખડ, ખજુરી, મંદાર, પારિજાતક, દેવદાર, તમાલ, નાળ, કોવિદાર આંજણીઆ, અશન, કદંબ, નીળનાગ, પુન્નગ, ચંપક, આસોપાલવ, બોલસરી, મોગરા, બપોરિઆ, ભૂર્જપત્ર, ઓષધીઓ, સોપારી, જાંબુ, ખજુરી, અંભેડાં, રાણ, મહુડા, વાંસ, વીગેરે અનેક પ્રકારનાં વૃક્ષો ખીચો ખીચ ઉગી રહેલાં હતાં. ચોમાસુ હમણાંજ ગયું હતું. અને વાંસડાઓ તે રૂતુમાં ફુટી નીકળી ઉંચા વધી ગયેલા હતા. જંગલી પ્રાણીઓની ગર્જના તથા ભુમોના અવાજ ચારે તરફથી આવતા હતા. અને જંગલ ભકય લાગતું હતું.

આ દેખાવ જોઇને પ્રેમસેન ચમકીને બોલ્યો કે, અરે! હું ક્યાં આવ્યો અને ક્યાં જાઉંછું! મારા ઘોડાને મેં ક્યાં મુક્યો? એ બિચારા અવાચક જાનવરની શી ગતિ થઈ હશે! હાય! અભાગિણી દયા! મને છોડીન તું આ વખતે ક્યાં ચાલી ગઈ? હું તદન નિર્દોષ છું અને મેં કોઈ દીવસ તારો અપરાધ કર્યો નથી છતાં તું મારાથી કેમ અલગ રહે છે.

આ પ્રમાણે શોકાતુર થઈ પાછો ફરવાનો વિચાર કરેછે પણ રસ્તાની કંઈ ગતાગમ પડતી નથી. એટલામાં ગાયનના મધુર સ્વર તેના કાને પડયો તે સાંભળતાંજ અચંબા પામી તે આમતેમ ફાંફાં મારવા લાગ્યો. જુવેછે તો તેની નજીકના પર્વતની બેખડમાં બે માણસ સાથે જઇ શકે એવો સાંકડો રસ્તો દીઠો. આ રસ્તે જેમ જેમ તે આગળ ગયો તેમ તેમ ગાયન અને વાજીંત્રનો સુર મોટેથી આવવા લાગ્યો. તરતજ એક આરસની સીડી તેની નજરે પડી. તે સીડીથી ઉતરી નીચે જઇ જુવેછે તો એક મોટો વિશાળ રમણિક બગિચો તેની નજરે પડયો.

આ બગિચામાં એક તરફ મોગરા, ચંબેલી ચમરી ગુલદાવડી. હજારી, ચંપા જુઈ, કેતકી, વીગેરે છોડવાઓ ઘણાજ જથાબંધ રોપી દેવામાં આવ્યા છે, અને તેમાં એકે એવો નથી કે જેની ઉપર કળીઓ લાગેલી ન હોય. એક ચોગાનમાં દાડમ, અનુસ સીતાફળી; આલુ, અંજીર રામફળ સફળજન. પેરૂ, ફનસ ખીમતી અને પપનસ વિગેરે અનેક તરેહના સ્વાદિષ્ટ મેવાના બોજથી લચી રહ્યાં છે. લતા મંડપ ઉપર દ્રાક્ષના વેલાઓ, દ્રાક્ષના વજનથી ઝઝુમી રહ્યા છે અને જો માંડવા કારીગરીથી બનાવવામાં ન આવ્યા હોતતો વેલાઓના ભારથી જરૂર નીચે તુટી પડત. કદળી, બોરસલી, આમ્રવૃક્ષ, અને લીંબુનાં ઝાડો તો અહીં કુદરતીથીજ ઉગી

રહેલાં છે. એક બાજુ સુશોભિત, ચારે બાજુથી બાંધેલાં, કૃત્રિમ સરોવરનું પાણી સુર્યના તાપથી ચળકાટ મારી રહ્યુ છે, અંદર કુમુદ, ઉત્પલ, કલ્હાર, તથા બીજાં કમળોની સંમૃદ્ધિ નિહાળીને ગુન્જાર અને વિહાર ભ્રમરોની ધ્વનીથી આખું જલાશય ગાજી રહ્યું છે. તેની બાજુમાં હજારો કેવડા બીચોબીચ ઉગી રહેલા છે અને આખા બગીચામાં ખુશબો આપી મહેકી રહ્યાં છે. છટાદાર રીતે બનાવેલાં અસંખ્ય આડા અવળા પગરસ્તા એક મોટા રસ્તામાંથી નીકળીને જુદી જુદી બાજુઓમાં ફેલાઈ જઇ આખરે એક આરસની સરિયાન સડકને મળી ગએલા છે. ક્યારાઓમાંનું રંગ બેરંગી ઘાસ અજાયબી રીતે એક સરખું કાતરી લીધેલું હોવાથી જાણે જમીન ઉપર ચિત્ર વિચીત્ર સેત્રંજીઓ બીછાવી દીધી હોયનિ તેમ દેખાય છે. દરેક રસ્તાના છેડા ઉપર સુર્ય મુખી ફુલો દિવાકરની તરફ મ્હોડું કરી જેમ સુર્ય ફરે તેમ ફરી આસ્થળનાં રહેવાશીઓને જાણે દૃઢ અને અખંડિત પ્રેમને દ્રષ્ટાંત આપતાં હોયનિ તેમ દેખાય છે.

આ બગિચો જોતાની સાથે પ્રેમસેન ઘણોજ અચંબો પામ્યો. અને વળી જ્યારે પોતાની ક્ષુધા મટાડનાર ફળાન્વિત વૃક્ષો જોયાં ત્યારે તેને કેટલી ખુશી ઉત્પન થઈ હશે તે વર્ણન કરવાને આ કલમ અશકત છે. વાસ્તવે તેનું મન કોઇપણ જગ્યાએ ખેંચાયુ નહીં. થાક અને ક્ષુધાથી તેની આંખ્યો તરી ગઈ હતી અને ચાલવાની પણ શકિત રહી ન હોતી. કાંટાના ઝરડાંથી કરીને તેણે પેહેરેલો પોશાક ચીરાઇ ગયો હતો. કાંટા અને કાંકરા વાગવાથી તેના કોમળ પગ સુઝી ગયા હતા. સુર્યના તાપથી કરીને તેના મુખ ઉપરની લાલી ઉડી ગઈ હતી. અને સંક્ષેપમાં કહીએ તો જો આ વખતે ક્ષુધા મટાડવાને સારૂ તેને કંઇ ન મળી

આવ્યું હોત તો તેનો મુઝાઇ રહેલો પ્રાણ ભાગ્યેજ ટકી શકત.

અનેક તરેહનાં ફળો જોવાથી પ્રેમસેનને ખાતરી થઇ કે હવે ક્ષુધાનુ જોર કંઇ ચાલવાનુ નથી અને તેથી કરી તેના પગમાં જોર આવ્યું. જરા આગળ ચાલી એક સુંદર લતામંડપ આગળ આવ્યો. આ લતાગૃહમાં રોશનીસારૂ એક ફાનસ લટકાવવામાં આવ્યું હતું. અને નીચેના ભાગમાં જમીન ઉપર આરસની ચોરસી જડી લીધેલી હતી અને તેના ઉપર એક સુંદીર ગાલીચો બીછાવી દેવામાં આવ્યો હતો. પ્રેમસેન એ ધડક આ ગાલીચા ઉપર બેઠો. પણ થોડા વખત પછી ફળ લેવાને સારૂ ઊભો થઇ બહાર નીકળવા જતાંજ સામેના ખુણામાં ફળ અને મેવાથી ભરેલી એક ટોપલી નજરે પડી. ઘણીજ ખુશીની સાથે તેને ઊપાડી લેઈ ગાલીચા ઊપર બેશી જેટલું ખવાય તેટલું ખાઇને તે ટોપલીને પાછી તેજ જગ્યાએ મુકી જરા સુઈ ગયો અને જો જોતામાં ઘસઘસાટ ઊગી ગયો.

કુંવર પ્રેમસેનને અહીં જરા આરામમાં ઊંઘતો રહેવા દેઇ આ બગિચા તરફ વાંચનારનું ધ્યાન ખેંચુછું બગિચાના છેક પૂર્વ તરફના ભાગમાં એક મોટો અને દિવ્ય આરસનો મહેલ આવી રહ્યો છે અને તેની દિવાલોમાં પોખરાજ અને માણેક એવી નકસીથી પુરી દીધા છે કે જોનારની આંખ ભાગ્યેજ ત્યાંથી હઠી શકે આ મહેલની સઘળી બારીઓ ખુલ્લી મુકવામાં આવી હતી, પણ તેઓની આગળ બારીક બારીક રંગ બેરંગી પડદા નાંખી દેવામાં આવ્યા છે કે જેમાંથી મહેલની અંદરનો દેખાવ સાફ માલમ પડી આવે છે. ઝગ ઝગાટ અજવાળું સઘળે ફેલાઈ રહ્યું છે. થોડી વારમાં એક બારીનો પડદો ઊંચો થયો

અને એક તરૂણ સુંદિર ભ્રૂકુટીવાળી, ચારૂ ઊરૂ વાળી, અને જેનુ મુખ, ગાલ, અને નિતંબ પ્રદેશ ઘણા દીપાવડા છે. એવી સ્ત્રી ત્યાં આગળ બહારની બાજુ તરફ ઝૂકી રહેલી પડી છે તેને પેહેરેલી જરીઆનની તપખીર રંગની બારીક સાડીમાંથી તેની નાજુક અને ગૌરવર્ણ કાંતિ આછી આછી દેખાઇ આવે છે. તેના મુખ ઉપરની લાલીની પ્રતિમા ઉપર રોશનીનું અજવાળું પડવાથી હદ કરતાં વધારે પ્રકાશ આપી રહી છે. તેના મુખ ઉપરનું મંદહાસ્ય જણાવેછે કે તે આ વખતે કંઈ તાજુબી બનાવથી આનંદ અને આશ્ચર્ય પામી છે,

થોડી વાર સુધી તે બારીમાં જાણે ચંદ્રની પ્રતિમા હોયનિ તેમ આભાસ રહ્યો અને તરતજ પડદો પડયો. નીચેની બાજુમાં પહેરેગીરો ખુલ્લી તળવારથી પહેરો આપી રહ્યા છે. ચોકમાં સેત્રંજી ઉપર કેટલાક માણસો હુક્કા પાણીમાં લીન થઈ જઈ ઝોકાં ખાતા ખાતા વાતો ચલાવી રહ્યા છે. નજીકના એક ભવ્ય અને વિશાળ દીવાનખાનામાં ભારે કલાહોલ થઇ રહ્યો હોય તેમ સંભળાય છે. અને રોશનીમાં તલવારોનો ચકચકાટ મારી રહયો હોય તેમ લાગે છે.

આપણો પ્રેમસેન જે જગ્યાએ ભર નિદ્રામાં પડેલો હતો તે જગ્યા આગળના રસ્તા ઉપર સામેથી બે સ્ત્રીઓ આવતી દેખાઈ. એકના હાથમાં સળગતું ફાનસ હતું અને તે આગળ આગળ ચાલતી હતી બીજી સ્ત્રી કે જેનુ વર્ણન આપણે ઉપર કરી ગયા છીએ તેજ ધીમે ધીમે પાછળ આવતી હતી. આગલા ગૃહ નજીક તેઓ આવી પહોંચી અને પ્રેમસેનને અહીં સુઈ રહેલો જોઇને અચંબો પામી ત્યાં અટકી.

વાંચનારને કહેવાનું રહી ગયું કે, થોડા વખત ઉપર આ લતાગૃહમાં એક માણસ આવીને અંદર ટાંગેલાં ફાનસમાં બત્તી સળગાવી ગયો હતો. પણ ઘણું મોડું થઇ જવાથી તેની અંદર કોણ સુઇ ગયું હતું તેની બીલકુલ દરકાર નહીં રાખતાં ચાલ્યો ગયો હશે. અગર કદાપી તેણે કોઇને ભાગ્યેજ દેખ્યો હશે. ફાનસનું અજવાળું પ્રેમસેનના મુખ ઉપર પ્રકાશ મારી રહ્યુ હતું. જો કે રાત અંધારી હતી છતાં પણ તે અજવાળાથી તેને પહેરેલો પોશાક ચળકાટ મારી રહ્યો હતો અને તેની પાસેનાં દરેક હથીઆર નજરે પડી આવતાં હતાં.

આ બંન્ને સ્ત્રીઓના ચહેરા ઉંપરથી સાફ માલમ પડતું હતું કે એક જે પાછળ આવતી હતી તે કોઇ રાજપૂત્રી જેવી દેખાતી હતી; અને બીજી કે જેના હાથમાં ફાનસ હતું તે તેની દાસી હતી. થોડી વાર સુધી બંન્નેએ માંહેમાંહે કેટલીક વાતચીત કર્યા પછી કંઇ કંઇ બાબતનો નિશ્ચય કર્યા અને પછી પ્રેમસેન જાગી ઉઠે ત્યારે તેને સાનંદાશ્ચર્ય કરવા તેણીની મનહર છબી ગલીચા ઉપર નાંખીને પોતાની દાસી સાથે તે તરૂણ સ્ત્રી નિવૃત થઇ.

---

## પ્રકરણ ૪ થું

---

સુરસીંગે ઘણા દીવસ સુધી રખડયા કર્યું પણ તેને પ્રેમસેનનો પત્તો લાગ્યો નહીં અને તેને એમ નક્કી થયું કે મ્હોત હવે આવી પહોંચ્યું છે. નિરાશ થઇને છેવટે તેને નક્કી કર્યું કે હું પણ થાક અને ક્ષુધાથી પ્રેમસેનની પાછ-

ળ મારો પ્રાણ આપીશ. આ પ્રમાણે સુરસીંગ વિચાર કરતો હતો તેવામાં દુરથી બે પુરૂષ ઘોડા ઉપર બેસી તેની તરફ આવતા જણાયા સુરસીંગ ઘણો ચાલાક અને હોંશીઆર હતો. તેથી કરી એકદમ ગુપ્ત રીતે ચરચા જોવાને સારૂં ઝાડીમાં સંતાઈ ગયો. પેલા બંન્ને ઘોડે સ્વારો ત્યાં આગળ આવ્યા અને રાત પડવાનો સમય થયો જાણી આરામ લેવાને સારૂ તેઓ ઘોડા ઉપરથી ઉતરી પડયા અને મેદાનમાં સેત્રંજી બીછાવી તેના ઉપર બેઠા. તેમની સાથે કંઈ ખાવાનું લેતા આવ્યા હતા તે એક જણ ઉઠી ને ઘોડા ઉપરથી લઇ આવ્યો, અને બંન્ને માણસ ખાવાને સારૂ બેઠા. પાણી પણ તેમની સાથે તૈયારજ હતું.

ઝાડીમાં રહીને સુરસીંગ તેઓની તરફ ટકટકીને જોયાં કરતો હતો. રાત પણ અજવાળી હતી અને ચંદ્રમા નીકળી આવ્યો હતો, તેથી કરીને તેઓનો ચહેરો અને પોશાક સુરસીંગને સાફ માલમ પડતો હતો.

પહેલો—કેમ હવે તો નિરાંત થઇની?

બીજો—હાં, પણ હવે સતાપી કરો

પહેલો—રાજકુમાર હતો પણ તેનાથી આપણને કંઈ ડર નહોતો।

બીજો—હવેતો તેનાથી શું થવાનુ છે. તે તો હવે આપણાજ હાથમાં સપડાઇ ગયો છે.

આ વાત સાંભતામાંજ સુરસીંગના મનમાંતો જાણે તેલ રેડાયું હોય તેમ થયું તરતજ તેના મનની સ્થીતિ બદલાઇ ગઇ અને કલ્પના કરવા લાગ્યો “અરે! આ બાબત રાજકુમાર પ્રેમસેનને લગતી તો કદાપી નહીં હોય? જો તેમ હસે તો હવે કંઇ ચીંતા કરવા જેવું નથી. કારણ કે તેમની હયાતી હશે તો સર્વે સારાં વાનાં થશે કોધં-

ના હાથમાં કદાપી તે સપડાયા હશે તો હવે તેમનો કોઇ વાંકો વાળ પણ કરી શકનાર નથી. પ્રેમસેન તેમજ કંઇ દુર્બળ નથી કે તે પોતાનુ બળ બતાવ્યા વગર શત્રુને તાબે થઇ ચુપ ચુપ બેશી રહેશે. આ પ્રમાણે કહી બંન્ને માણસ જ્યાં વાત કરતા હતા ત્યાં પોતાનું ધ્યાન ફેરવ્યું.

પણ હવે તો તેઓ એટલા બધા ધીમેથી બોલતા હતા કે. સુરસીંગથી એક અક્ષર પણ સંભળાયો નહીં. પણ ચંદ્રમાની રોશનીમાં તેમના મ્હોંના તથા હાથના ઇસારા ઉપરથી ચેતી ગયો કે તેઓ કંઇ ઘાતકી કામની વાત કરી રહ્યા છે ઘોડાઓ હજી સુધી પણ હાંફતા હતા અને તેથી સાફ માલમ પડતું હતું કે લાબી મુસાફરીથી તેઓ શ્વાસ ભેર દોડતા આવ્યા છે.

તરતજ તે બંન્ને માણસો ઉભા થયા અને સાવચેત થઈ ઘોડા છોડી તે ઉપર સ્વાર થઈ પોતાનો રસ્તો લીધો સુરસીંગ પણ તેઓની પાછળ પાછળ ચાલવા લાગ્યો. સુરસીંગ પાસે આ વખતે પોતાનો ઘોડો હતો નહીં. કારણ કે પેહેલેથીજ ઘોડાને ભયાનક અરણ્યનાં સાહસમાં નકામો સમજી જાણી જોઇને છુટો મુદી દીધો હતો તે ખુબ સમજતો હતો કે ગુપ્ત સાહસ વખતે પોતાની સાથે કંઈ પણ પ્રાણીની જરૂર ન હતી થોડે દૂર પછી સુરસીંગના મનમાં વિચાર આવ્યો કે જો હમણાં આ બંન્ને માણસોને એકદમ પકડી લેઈ સઘળી હકીકત પૂછી લીધી હોયતો પછી બરોબર ખુલાસો થાય કારણ કે જો કદાપી તે લોકોની વાત જુદીજ બાબત ઉપર હશે અને આપણી વાત સાથે કંઈ પણ સબંધ હશે નહિ તો પછી તેમની પાછળ નકામા ભટકવાથી ખરા કામમાં ખલેલ પહોંચશે. પણ તેમના ચહેરા ઉપરથી સાફ જણાય છે કે, તેઓ બિચારા ભોળા

નથી કે પોતાની વાતનો ખુલાસો એકદમ આપી દેશે. માટે હમણાં જાહેર પડવાથી ઉલટી મોટી ધામધુમ મચી રહેશે. અને તેમ થતાં પણ પ્રેમસેનનું ઠેકાણું પડવાની ખાત્રી ?ણ નથી માટે બેહેતર છે કે. તેઓની પાછળાપા. છળ છાના માના જવું અને જોયા કરવું.

આગળ ચાલતાં ચાલતાં ઘણે દૂર નીકળી ગયા. રાત્રિ ફ્કત બેકલાક બાકી રહી હતી, અને ઝાંખુ ઝાંખુ અજવાળું થયું હતું કેટલાક ભાગી ગએલાં મકાનની નીશાનીઓ દેખાઈ આવતી હતી.ઈંટો અને પથ્થરથી ચણેલી મજબુત દીવાલોના કડકા અહીં તહીં જમીન ઉપર પડયા હતા. એક જુનો અને વિશાળ મોટો મેહેલ આ જગ્યાએ આવી રહ્યો હતો. પણ તેનો ઉપરનો કેટલોક ભાગ જીર્ણ થવાથી પરી ગયો હતો. આ મહેલમાં જવાને ત્રણ મોટા દરવાજા હતા પણ તે દરવાજા ખુબ નીચાણમાં હતા તેથી કરી જમીનમાં સુરંગ ફોડી તેમાં પેસવાનો રસ્તો કરેલો હતો. બહારની બાજુથી તો તે કંઈ ભભકાદાર લાગતો નહતો, પણ કંઈ કિલ્લાના ઘાટમાં દેખાતો હતો. આ સ્થળની બીજી બાબતોનું નકામુ વર્ણન કરી વાંચનારને શ્રમ આપ્યા શિવાય એટલુંજ કહેવું બસ છે કે, અહીં જુના વખતમાં કોઇ મોટું શહેર હતું પણ હાલમાં. ઉજડ થઈ વેરાન થઈ ગયું હતું.

પેલા બંન્ને ઘોડે સ્વારો મહેલ પાસે જઇને ઘોડા ઉપરથી ઉતરી પડયા અને ઢાળ વાળા રસ્તા ઉપર થઈ મહેલમાં દાખલ થયા. તરતજ અંદરથી બીજા બેમાણસો આવ્યા કે જે તેમના ડોળ ઉપરથી નોકર હોય તેમ જણાતા હતા. તેઓ ઘોડાઓને બીજી બાજુ ફેરવી લેઈ જવા લાગ્યા અને જો જોતામાં અલોપ થઈ ગયા.

આ બખંડેરોની તાજુબી ભરેલી બીનાઓ જોઇને સુ-

રસીંગને કંઇ ઓછું આશ્ચર્ય લાગ્યું નહોતું. તે બહાર ઉ-
ભો ઉભો વિચાર કરતો હતો કે આ મહેલની અંદર ગયા
સિવાય બહાર રહીને બરોબર બાતમી મળવાની નથી.
પણ દીવસ ઉગ્યો છે તેથી કરી હાલ અંદર જઈ રચના
જોવાનો પણ સમય નથી. માટે અત્યારે તો બહારની બાજુ
અહીં તહીં રખડી રાત્રિ પડે ત્યાં સુધી બધો વિચાર મુ.
લતવી રાખવો ઉચિત્ય છે.

આ મહેલની બાજુમાં એક મોટો બાગહતો. પણ તેને
બાગનું નામ આપવા કરતાં જંગલનું નામ આપવું તે
વધારે સારૂં છે. તેની અંદરના છોડવાઓ. ઝાડો, વેલાઓ,
અને બીજી રમણીક ચીજો પાણીની તંગાસથી સૂકાઈ ગઈ
હતી. ફકત થોડાક ભાગમાં ઉગી નીકળેલાં કેટલાક ફળનાં
ઝાડ અને મોગરાઓને આ મહેલનાં રહેવાશીઓએ પાણી
પાઈ સતેજ રાખ્યાં હતાં. પણ બીજે ઠેકાણે તો ધુળ ઉડતી
અને મોટાં ગંજાવર ઝાડ અને ઘાસ ઉગી રહેલું હતું.

આ વખતે સૂર્ય માંથા ઉપર આવ્યો હતો અને સી-
ધાં કીરણો પડવાથી તાપ સખત પડતો હતો. સુરસીંગ
આ મહેલથી થોડેક દૂર એક પહાડ આગળ ઉગી નીકળેલા
એક વડના ઝાડ નીચે બેઠો બેઠો તેની યુકિત ગોઠવતો
હતો મધ્યાન કાળનો લાગ તપાસી, ભૂખ લાગવાથી ત્યાંથી
ઉઠી ઉપર કહેલા બાગમા જઈ કેટલાંક ફળ ખાધાં અને
પાણી પીધું અને પોતાની પાસે એક શીશોઈ હતી તેમા
પાણી ભરી લેઈ બાગની બહાર નીકળ્યો. અહી આગળ
તે થોડી વાર અટકયો અને આમતેમ નજર ફેરવી કંઈ
વિચાર કર્યા પછી પાછો ફર્યો અને તેજ ઝાડ નીચે આ-
વીને જરા સૂઈ ગયો.

આ ઝાડ ઘણુંજ ઉંચાણમાં હતું તેથી કરી થોડેક
છેટે સુધીનો આજુ બાજુનો દેખાવ જણાતો હતો. વળી

ઉપરની બાજુ માત્ર બેત્રણ જણ બેશી શકે એટલીજ જગ્યા હતી અને ઉપરના માણસોને કોઈ નીચેથી જોઈ શકે તેમ નહોતું; અને વળી ઉપર જવાનો ચડાવ પણ સહીસલામત હતો નહીં. સુરસીંગ આ જગ્યાને પહેલેથીજ પસંદ કરી તેના ઉપર સંતાયો હતો.

એટલામાં નજીકના નીચેના મેદાન ઉપર કંઈ ઘોંઘાટ થતો હોય તેમ લાગ્યું. સુરસીંગ એકદમ જાગી ઉઠયો અને નજરથી ત્યાં જોવા લાગ્યો તો ચાર માણસને કોદળી વીગેરે ખોદવાના હથીઆરથી ઉભેલા જોયા. તેઓએ આશરે બે ચાર હાથ ઉંડો અને હાથ પહોળો ખાડો કર્યો અને તેની અંદર પછી એક લાકડાનું પોલું પણ મજબુત ચોકઠું ગોઠવ્યું અને પછી થોડી વાર સુધી ઉભા રહી કંઈ વાત કરી ઉદાસ ચહેરાથી પાછા ફર્યા અને મહેલ તરફ ગયા.

સુરસીંગ આ બધી ચરચા જોયાં કરતો હતો અને વિચાર કરતો હતો તેવામાં ત્રીસ ચાળીસ માણસોનું ટોળું હથીઆરબંધ મહેલ તરફથી આવતું જણાયું. તેઓની વચમાં એક ઉંચો માણસ હોય તેમ દેખાયું, પણ તેને સખત બાંધેલો હતો અને મહોડું પણ કાળા કપડાથી ઢાંકી દીધેલું હતું તેથી તેના શરીરનો કોઈ પણ ભાગ દેખાતો નહોતો. સઘળા માણસો આ ચોકઠા આગળ આવી પહોંચ્યા અને પેલા બાંધેલા માણસને ચોકઠામાં ગોઠવ્યો અને બધા બંધ સજડ કરી એવી રીતે ઉભો રાખ્યો કે તેનાથી બીલકુલ હાલી ચાલી શકાયજ નહીં. એકદમ બીજા માણસો તે ચોકઠાની આજુબાજુ કુંડાળું વળી ઉભા રહ્યા અને તેના ઉપર તીરંબાજી કરવા લાગ્યા. એક માણસ આ કુંડાળાની બહારની બાજુ ખુરશી નાંખીને બેઠો હતો. અને તે આ માણસોનો આગેવાન હોય તેમ લાગતો હતો.

તીરોનો માર ચારે બાજુએથી શરૂ થયો અને બીચા-

રો ચોકઠાની અંદરનો માણુસ ગભરાવા લાગ્યો. તેના શરીરમાંથી રૂધીરની શેરો કુટવા લાગી. દુઃખ ન ખમાવાથી બીચારો મોટી ચીસો નાંખી આક્રંદ કરવા લાગ્યો પણ આ ઘાતકી માણુસોના મન ઉપર તેની ચીસો અસર કરી શકી નહીં. તે બીચારો ઘણોજ આકુળ વ્યાકુળ થયો અને જોર કરી પોતાના મ્હોડા આગળનું કાળું કપડું ચીરી નાંખી ત્રાસથી ચીસ નાંખી બોલ્યો "મેં તમારો કંઈ અપરાધ કર્યો નથી છતાં મારા ઉપર જુલમ શું કરવા ગુજારો છો. તમે જે કહો તે કરવા હું તૈયાર છું" પેલા દુષ્ટ લોકો તો આ શબ્દો સાંભળી હસવા લાગ્યા અને તીર વધારે વધારે મારવા લાગ્યા.

સુરસીંગ આ બધું જોયાં કરતો હતો અને આ બિચારા નિરપરાધી ઉપર જુલમ થતો જોઇને તેના શરીરની માટી દયાથી ભીંજાઈ ગઈ. એકદમ દોટ મુકી તે ચોકઠા આગળ આવી અને બુમ પાડી બોલ્યો "ઓ દુષ્ટ અને ક્રૂર મૂર્ખો ! એકદમ તમારૂં ઘાતકી કામ બંધ કરો."

આ અવાજ સાંભળતાંજ એકદમ સઘળા માણુસો ચમકયા અને સુરસીંગ તે ચોકઠા આગળ જઈ ઉભો રહ્યો.

આગેવાન—તું જાણી જોઇને મૃત્યુના પંઝામાં કયાંથી આવી પડયો ? તને એક વખત કહું છું અને વળી ચેતાવું છું કે તું અહીંથી તારે રસ્તે ચાલ્યો જા નહી તો છેવટે સારૂં પરિણામ નીકળનાર નથી.

સુરસીંગ—તારાથી ચાલે તે કરી નાંખજે પણ એ માણુસને છુટો કર્યા સિવાય અને તમને સઘળાને ઓળખ્યા સિવાય એક ડગલું પણ આ જગ્યાએથી હું પાછું ભરનાર નથી.

આગેવાન—તારૂં મ્હોં ધોયું છે કે તું એ માણુસને છોડાવી

શકે અથવા તો એક આંગળી પણ અડકાડી શકે.

આવા તીરસ્કારના શબ્દ સાંભળતાંજ સુરસીંગની રગે રગે ગુસ્સો વ્યાપી ગયો અને નેત્ર લાલચોળ થઈ ગયાં. એકદમ ત્યાંથી કુદકો મારી ચોકઠાને, બે હાથથી પકડી, હુચહુચાવી, જમીનમાંથી બહાર ખેંચી કહાડયું અને આસ્તેથી પણ ત્વરાથી સઘળા બંધ તોડી નાંખી પેલા માણસને બહાર કહાડી ધીમે રહી જમીન ઉપર મૂકયો.

આગેવાનનો હુકમ થતાંજ તે માણસો સુરસીંગને પકડવાને સારૂ ઉલટયાં, પણ તેને સેહેલથી વગર નુકશાન ખમે પકડવો એ કાંઈ રમત વાત નહોતી. ઘણો ઝઘડો થયો અને હવે સુરસીંગને એમ લાગ્યુ કે આટલાં બધાં માણસો સામે વગર હથીઆર ચલાવે ઉભું રહેવું મુશ્કેલ છે અને તેથી પોતાની તલવાર ચલાવવા લાગ્યો અને જોતામાં દસ પંદર માણસોને સૂવાડી દીધાં; પણ તેવામાં કમનસીબે સુરસીંગને એક સખત જખમ થવાથી તમર ખાઈ નીચે પડયો અને કંઈ પણ ભાન રહ્યું નહી.

આગેવાને લડાઈ બંધ કરવાનો હુકમ કર્યો અને સુરસીંગને ઉચકી મહેલે લઈ જવાનો હુકમ ફરમાવ્યો. તરતજ તેને મહેલમાં આસ્તેથી લેઈ જવામાં આવ્યો. કેટલાંક મડદાં જમીન ઉપર પડયાં હતાં તેને તથા તીરંબાજીથી ઘાયલ થયેલા માણસને દાટી દેવાને માટે બે માણસને હુકમ કરી તે આગેવાન અને તેના બાકી રહેલાં માણસો મહેલ તરફ પાછાં ફર્યાં.

રાત્રી આ વખતે થઈ ગઈ હતી. તારાઓ એક પછી એક નીકળવા લાગ્યા હતા. ચંદ્રમા પણ થોડા વખતમાં નીકળી આવ્યો અને મેદાનમાં અજવાળું અને શીતળતા કરવા લાગ્યો. મુડદાંઓને શોધી શોધી આ બે માણસો એક જગ્યાએ એકઠાં કરતા હતા. બાજુ ઉપર, તીર વા-

ગ્યાથી ઘાયલ થયલા તે માણુસને પણુ લાવીને મુકી દીધો. આ માણુસ હજી સુધી પણુ જીવતો હતો. તેના મજબુત શરીર ઉપર તીરના મારની ઘણી અસર થઈ નહોતી પણુ તેનું શરીર વીંધાઈ ગયું હતું અને રૂધીરથી લીપ્ત થયું હતું.

જો કે આગેવાનનો હુકમ તો આ તીરંબાજીથી ઘાયલ થયેલા માણુસનેપણુ દાટી દેવાનો હતો તોપણુ આ બે નિર્દય માણુસોના હૃદયમાં ઈશ્વરે દયા મોકલી. એક મોટો પહોળો ખાડો કરી મરણુ પામેલા માણુસોને દાટી દીધાં અને પેલા તીર વાગવાથી ઘાયલ થયેલા માણુસને વનસ્પતીની દવા કે જેના તેઓ ઘણુા માહીતગાર હતા તે લગાવી દીધી, અને બાગમાં જઈ ફળ વિગેરે લાવી દેઈ, તેને શુદ્ધી આવ્યા પછી ખવડાવ્યું, અને પાણી પાયું, અને એક ઝાડ નીચે બીછાનું પાથરી સુવાડી તેઓ મધ્યરાત્રિની વખતે મહેલ આગળ ગયા અને આગેવાનને સલામ કરી ઉભા રહ્યા.

આગેવાન—કેમ સઘળાં માણુસોને ઠેકાણે કરી દીધાં?

બંને જણુ—હા સાહેબ. એક મોટો ખાડો કરી દરેકને અંદર નાંખી માટી અને પથ્થરથી તેને પુરી દઈ, ઉપર રેતી પાથરી, જમીન બરોબર કરી દીધું છે.

આગેવાન—પેલો માણુસ કે જેના ઉપર તીરંબાજી કરવામાં આવી હતી તેને જીવતો દાટવો પડયો કે દાટતા પહેલાંજ તે મરી ગયો હતો.

બંને જણુ—ના, સાહેબ, એ તો કયારનોએ મરી ગયો હતો. એટલાં બધાં તીર વાગેલાં અને તે શી રીતે જીવે !

આ પ્રમાણે બંને માણુસોએ આગેવાનને ભમાવ્યો અને પછી પોતાની જગાએ ગયા. જ્યાં સુધી તે તીરંબા-

જીથી ઘાયલ થયેલા માણસમાં બરોબર તાકાદ આવી અને ઘા રૂઝી ગયા ત્યાં સુધી તેઓ ગુપ્ત રીતે તેની ચાકરી કરતા રહ્યા.

---

# પ્રકરણ ૫ મું

---

મહારાજા વીરભદ્રે મોકલેલા દૂતો અનંતપુરથી નીકળી ચુકયા હતા. ઘણા દીવસ સુધી પર્યટન કરી છેવટે એક રમણિક સરોવર પાસે આવી પહોંચ્યા. આ સરોવરની ત્રણે બાજુએ પથ્થરના આરા બાંધેલા હતા અને ચોથી બાજુના આરાનું એક ઉંચો અને રમણિક પર્વત, કામ સારતો હતો. ઉપરની બાજુ, અગણિત નાંનાં દેવળોમાં અપૂજય મુર્તિઓ બીરાજેલી હતી. આ વખતે સુર્ય નારાયણ અસ્તાચળે જવાની તૈયારીમાં હતા. આકાશમાં જુદી જુદી જાતની આકૃતિઓ ક્રમણાં દેખાઇ આવતી હતી, અને વળી તરતજ અલોપ થઈ જઈ પાછી બીજા રૂપમાં નીકળી આવતી હતી.

ઉત્તમગણ, રાજગણ નામસી અને પૃથુધીર સરોવર ના ચોતરા ઉંપર બેઠા બેઠા વાતો કરી રહ્યા હતા. પવનના ઝપાટા ચારે તરફથી આવતા હતા, અને તેથી ઉંપરા ઉં. પરી પાણીના કુંડાળાં થઈ જઈ તરતજ વિખરાઈ જતાં હતાં. વાગોળ વિગેરે પક્ષિઓ તો; જાણે દીવસ ઉગ્યો હોય તેમ જાગૃતથઈ, વૃક્ષ ઉંપરથી આવી, સરોવર ઉંપર આકાશ માર્ગે ટોળા બંધ વર્તુળમાં આમ તેમ ઉડી, અવાજ કરી ધુમ મચાવી રહ્યાં હતાં ટોળા બંધ સુવક અને નાજુક સ્ત્રીઓ જળ ભરી નગર તરફ ચાલતાં, અને કેટલીક બહાર નીકળી પીળા રંગનાં ચણીઆ પહેરતાં પહેરતાં, પોતાની

સખીઓ સાથે વાતો કરતી હતી. તરૂણાવસ્થાને દર્શાવતાં સરખાં, ગોળાકાર અને એક બીજા પરસ્પર અટકીને રહેલાં બંને સ્તનને, લજ્જાથી, પવનથી ઉડતા વસ્ત્રના પાલવ વડે ઢાંકતી હતી, અને મંદમંદ હસીને સુંદર દાંત પ્રદર્શિત કરતી હતી. કોઈ કોઈ, સરોવરમાં કેડ સુધી પાણીમાં જઈને સ્નાન કરતાં કરતાં, વિચિત્ર રમતો રમતી હતી. પોત પોતાની ચાલાકી અને હોંશીઆરીનાં વખાણના ભૂખ્યા તરૂણ પુરૂષો ચડસાથી હજી સુધી તરતા હતા નાદાન અને ખરાબ સોબતથી બગડેલા, છોકરાઓ, બારીક બારીક કપડાથી જેનું અંગ સાફ દેખાઈ આવતું હતું તેવી ભર જુવાન સ્ત્રીઓ તરફ, ઈસારા કરતા હતા; અને તેના જવાબમાં કુલટા સ્ત્રીઓની ઉચી નીચી ભ્રકુટીમાંથી સ્નેહ ભરેલાં કટાક્ષ બાણ તેમની કાચી છાતીમાં વાગવાથી આરપાર નીકળી જઈ તેમના હાસ્ય અને આનાંદમાં વધારો કરતાં હતાં ઇંગ્રેજી બે ચાર ચોપડીઓના જ્ઞાનલવમાત્રથી છાકી ગએલા છોકરાઓ તો છેક હદપાર જતાં પણ વિચાર કરતા નહોતા.

અષ્ટરસમય મગ્ન આ વિચિત્ર અને અસાર સૃષ્ટિમાં વિષયવૃત્તિ એ પાપનો અગાધ્ય ખાડો છે કે જો તેમાં કોઈ માણસ એક વખત પડયો તો પછી ફરીથી પાછો નીકળવા પામતો નથી. પાપના કીડાને તે નીરંતર ફોલી ખાયછે, અને કોઇ દીવસ સુખની ઘડી આપી તેને નિરાંતે ઉંઘવા દેતા નથી. વિષયોપસેવામાં ગરક થઈ ગએલા મનુષ્યો ઉપર કોઈ વિશ્વાસ રાખતું નથી. તેના શરીર ઉપર અનેક પ્રકારનાં દુઃખો અને વ્યાધિ આવી પડે છે. તેનું વજન ગણાતું નથી. લોકમાં તેની અપકીર્તિ થાય છે. દરેક વસ્તુ તેને અપ્રિય લાગે છે, અને પોતે પણ દરેક વસ્તુને તેવાજ થઈ પડે છે. મીત્ર તેમજ સગાં સંબંધી

સાથે પાકું વૈર બંધાય છે શાંતી અને લક્ષ્મી તેનો ત્યાગ કરે છે ક્રોધ રૂપી રીપુ તેના મગજમાં ભરાઈ બેસે છે તેના શરીરનો બાંધો નરમ પડી જાય છે. પરલોકમાં એટલે તેના મરણાન્તરે તેની કેવી દશા થાય છે તે વિષે તો કંઈ કહેતોજ નથી આ બાબતના સનાતન ધર્મ વિષે મનુ લખે છે જેમ રથે જોડેલા ઘોડાને સારથી વશ રાખે છે. તે પ્રમાણે દરેક માણસે પોતાની ઇંદ્રીઓને વશ રાખવી કે જે મોક્ષનું મોટામાં મોટું સાધન છે. ઉપસ્થાદિ અગીઆર ઇંદ્રિયોમાંની કોઈ પણ ઇંદ્રિ (અને ખાસ કરીને ઉપસ્થ) જો પોતાના વિષયમાં મચી રહે છે, તો તે પુરૂષની મતી ભ્રષ્ટ થાય છે. (મનુ૦ ૮૮–૯૦–૯૩–૭૯–૯૯–અ૦ ૨ મનુ૦) અને જ્યારે મતી ભ્રષ્ટ થઈ તો મોક્ષ તો કયાંથીજ હોય માયા વૃત સ્વપ્નવત્ અને પ્રપંચથી ભરેલા આ સંસાર ચક્રમાં જીવ અવિદ્યાથી લિપ્તમાન થયેલો છે. રાખની પેઠે આ દેહ નાશવાન છે. તેનો જરાએ ભરોસો નથી. “ આતો મારો પુત્ર અને આતો મારી સ્રીઆ” એવી મમતા અને મોહમાયા ધુમાડા તથા છાંયા જેવી મિથ્યા છે. તમો ગુણનો ત્યાગ કર અને દૃષ્ટ અને બિભત્સ શબ્દો બોલવાની કુટેવ છોડી દે. બડાઈ, આદર અનાદર, શોક, મોહ, ચિંતા અને સ્રીઓના અસાર અને મિથ્યા સ્નેહમાં રતી રાખ નહિં. અર્થાત એ સઘળું તારા અંતરમાંથી કાઢી નાંખ. જેમ વૃક્ષને આવેલાં ફળ કાળે કરીને ખુટી જાય છે. વર્ષા રૂતુમાં નદીએ ચહડેલું પુર થોડા વખતમાં ઉતરી જાય છે, આકાશમાં ચઢેલાં વાદળાં પવન અને વાવા ઝરડાથી વિખેરાઈ જાય છે, સુર્યોદય થવાથી અંધકારનો નાશ થઈ જાય છે. તેમ આયુષ્ય કાળે કરીને વહી ચાલ્યું.

હે વાંચનાર દુરાચરણને દુર કરી પ્રતિદીન સદગુણના રસ્તામાં ચાલ, મોક્ષના સાધનો તારી આંખો આગળ તરે છે

તેને વિચાર કર્યા વગર ઉપાડી લે. વિલંબ કરીશ તો અમુલ્ય વખત જતો રહેશે. કોણ કહી શકે છે કે, એક ઘડી પછી શી આપત્તિ આવી પડનાર છે! કોને ખાતરી છે કે ફલાણાજ દીવસે પ્રાણાત્મા આ સ્થિર અને ક્ષણભંગુર દેહનો ત્યાગ કરશે. કોણ અનુમાન કરી શકે છે કે, હમેશાં સ્થિતી એક સરખીજ રહેશે! કોણ સાફ કહી શકે છે, ઈશ્વરે શું નિરમાણ કર્યું છે! હાલ વખત છે. અધુનાયુકત સમય છે. જો સદગુણના રસ્તામાં ચાલી મોક્ષની ઈચ્છા રાખતો હોય તો આ પળેજ અને આ ક્ષણેજ તારા દુર્ગુણ ત્યાગ કર, અને ફરીથી ગ્રહણ નહી કરવાનું પણ લે. જો હમણાંજ તારી કુચાલ અને બદચાલ છોડી દઈશ તો ઈશ્વર તારા ઉપર દયા લાવી તારો ગુન્હો કંઈક માફ કરશેજ, એને તું તથા બીજા સરખાજ છે માટે સત્વર નિશ્ચય કર.

તે વિષય ઉપર મારે ઘણું કહેવાનું છે, માટે યોગ્ય સ્થળે તેના ઊપર યદકિંચિત લખવાનું ઉચિત્ય ધારી હમણાં ચાલતા વિષય તરફ વાત કરીએ.

પ્રીય વાંચનાર! આપણી વાત કરતાં કરતાં બીજા વિષય ઉપર આપણું ધ્યાન ખેંચાયુ, પણ જે સ્થળે આ ચાર દૂતો બેઠા છે તે તરફ જઈએ. આ વખતે રાત્રિનો સમય થઈ ગયો હતો, અને આ ચાર જણા શિવાય બીજું કોઈ પણ મનુષ્ય સરોવર ઉપર રહ્યુ નહોતું. વાતચીત કરતાં કરતાં ચંદ્રમા આકાશની મધ્યમાં આવ્યો તેમ જાણી ત્યાંથી ઉઠવાનો વિચાર કરે છે તેવામાં કોઈ રૂદન કરતુ હોય તેવો અવાજ તેમના કાને પડયો. સઘળાઓ આ અવાજ સાંભળતાં એકદમ ચમકયા અને આમતેમ નજર કરવા લાગ્યા.

**ઉત્તમગણ—અરે! અત્યારી વખતે અહીં આગળ કોણ રૂ-
દન કરતું હશે!**

નામસી—એ અવાજ કોઇ સ્ત્રીનો હોય તેમ લાગે છે.

પૃથુધીર—તે અવાજ કામિનીના જેવો લાગે છે, છતાં મને
શક પડે છે કે કદાપી કોઇ પુરૂષનો હોય!

રાજગણ—નહીં નહીં પુરૂષનો અવાજ તો હોયજ નહીં.
ઠીક છે. તપાસ કર્યાથી જે હશે તે જણાઇ આ-
વશે. દૂનીઆમાં સુખી પણ વસેછે તેમજ દુઃખી
ની પણ ખોટ નથી.

પૃથુધીર—ગમે તેનો હોય પણ આપણો ધર્મ તો એજ
છે તેના બરોબર ગુણ અને લક્ષણ જાણ્યા શિ
વાય વિશ્વાસે કુટાઈ મરવું નહીં

ઉત્તમગણ—(રાજગણ તરફ નજર કરીને) અમે ત્રણે જ
ણ અહીં બેઠા છીએ અને તમે જઈ તે કોણ છે
અને કેમ રડે છે, તે તપાસ કરી આવો. પૃથુ-
ધીરની જરૂર હોયતો સાથે લેઈ જાઓ.

રાજગણ—નહીં ભાઇ! હું એકલોજ જઇશ. આવા નજી-
વા કામમાં જ્યારે મારે બીજાની મદદ જોઇએ
ત્યારે પછી બીજાં મોટાં કામો કરવાનાં છે તે
હું શું કરી શકીશ?

ઉત્તમગણ—ધન્ય છે! ભાઇ, તું હજુ છોકરવાદ છે માટે
મારે કહેવાની ફરજ છે. યાંદ રાખ કે, કોઈ બા-
બતમાં ફસાવું નહિ. અને વિચાર કરી આગળ
પગલું ભરવું.

ઉત્તમગણ, પૃથુધીર અને નામસી અહીં બેઠા છે,
અને રાજગણ ત્યાંથી ઉઠીને ચાલ્યો. સરોવર ફ-

રી. વળી સામેના પર્વતની તળેટીમાં જાય છે તેવીજ તેણે એક મોટા પથ્થરની આગળ, એક સ્ત્રીને આક્રંદ કરી નીસાસા નાંખતી, દેખી.

સ્ત્રી (દૂરથી) કોણ આ જગ્યો ઉપર અત્યારી વખતે આવે-છે. (રાજગણ નજીક જતાં) કોણ? અનંતપુરના મહારાજા વીરભદ્રના દુત રાજગણ! પધારો આપની સાથે ઉત્તમગણ, નામસી અને પૃથુગણ પણ આવ્યા હશે? તેઓ તથા તમે કુશળ છોની?

રાજગણ—(અજાયબીની સાથે ચમકીને) હા દેવી, આપના પ્રતાપથી કુશળ છીએ પણ આપ આ સરોવર ઉપર આવી અત્યારે આક્રંદ કરો છો તેનું શું કારણ છે?

સ્ત્રી—ભાઈ એનું કારણ તમને કહી વધારે દુઃખી કરવા ઇચ્છતી નથી આ દૂનીઆમાં કોઇપણ સંપુર્ણ રીતે સુખી તો ભાગ્યેજ હશે. કોઇને કંઈ તો કોઇને કંઈ વિત્તના જ્યાં ઢગલા પડ્યા હશે ત્યાં તેને ભોગવનાર નહિ હોય, અને ભોગવનારા હશે ત્યા વિત્ત નહિ હોય. પ્રેમ હશે ત્યાં પ્રેમ ભાજન નહિ હોય અને જ્યાં ભાજન હશે ત્યાં પ્રેમ. નહિ હોય. પાપડ પીસ્તાં અને પપનસની રકાબીઓ ભરી પીરસી દીધી હશે પણ જમનાર બિચારા બોખલા (દંત રહિત) હશે ત્યાં રકાબીનીજ ખોટ પડી હશે. તો પછી મીઠા મેવાની વાત સ્વપનામાંજ ક્યાંથી હોય? સુખથી કોઈ આનંદમાં દીવસ નિર્ગમન કરે છે. અને કોઇ દુઃખ પીડીત થવાથી શોકમાં પણ કહાડે છે. માટે ભાઈ, તમારે તે વાતની કંઇ ફીકર રાખવી

નહિ. પણ પ્રેમસેનનો કંઇ પત્તો લાગ્યો કે નહિ.

રાજગણ—પ્રેમસેન તો કોઇ અઘોર જંગલમાં નીકળી ગયા હોય અને ત્યાં દુઃખી સ્થીતિમાં ફસાઈ પડયા હોય તેમ અમને તો લાગે છે. અમે તે તપાસમાંજ છીએ. પણ (ક્રોધે ભરાઇને) દેવી! આપ કોણ છો તે બાબત મને કહ્યા સિવાય આપને અહીંથી જવા દેનાર નથી માટે શીઘ્રતાથી જવાબ આપો. આપ બીજી વાતો કહી તે વાત ઉડાવી ન દ્યો.

સ્રી—હાય હાય! મારા મનરૂપી હરણને પ્રેમસેનરૂપી શસ્યપૂર્ણ વગડો હવે નહી મળે. કયાં જાઉં! શું કરૂં અને કયાંથી તેમને શોધી કહાડું! તેમના શિરિષપુષ્પ કરતાં પણ વધારે કોમળ ચરણ. વિકટ અને કાંટાવાળા મેદાનમાં કેમ ચાલી શકતા હશે! સિંહ, જંબુક, રીંછ વીગેરે ઘાતકી પ્રાણીઓની બૂમોથી તેમનું કોમળ હૃદય કેવી રીતે ધૈર્યને અવલંબન કરતું હશે.

આવાં વચનામૃત સાંભળતાની સાથે રાજગણની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં અને તેના મનની સાથે કહેવા લાગ્યો કે જરૂર આ સ્રી પ્રેમસેનની તરફ નિઃસીમ હિતકામ્યા ધરાવે છે. તે કોણ છે તેનો જવાબ તે આપતી નથી, એનું કારણ પણ કંઇ સમજી શકાતું નથી. ખેર, જે હશે તે ખરી, પણ વાસ્તવે તે અમારા ખોટામાં રાજી નથી એ તો સ્પષ્ટ છે.

રાજગણ—(આંખમાં આંસુ લાવીને ગરગળા સાદે) દેવી! તમે મારી સાથે, એ ત્રણે જણ બેઠા છે ત્યાં ચાલો અને પ્રેમસેનને માટે શોકાગ્ર થશો નહિ;

હવે થોડા દીવસમાં તેમનો પત્તો અમે જરૂર મેળવીશું.

સ્રી—(પોતાની સાડીના પાલવથી રાજગણની આંખમાંથી આંસુ લુસી નાંખીને) વત્સ! મારાથી તો હવે જરા પણ ચાલી શકાય તેમ નથી, માટે ઉત્તમગણ નામસી અને પૃથુધીરને મારા આવ્યાના સમાચાર કહી તેમને અહીં બોલાવી લાવી સત્વર પાછા ફરો. જો તમે અહીં નહિ આવો તો મારો પ્રાણ રહેવાનો નથી. મને એમ ખબર મળી છે કે કક્ષવનમાં ભીલ લોકો પ્રેમસેનને ઉપાડી લેઇ ગયા છે, અને આજથી દસ દિવસ સુધીમાં ત્યાં નહિ જઇ શકાય તો શું થશે તે કહેતાં મારી જીભ ઉપડતી નથી. હું પણ તમારી સાથેજ આવીશ, માટે તમે જરા પણ ખોટી થયા સિવાય અહીંથી જઇને બીજા ઉત્તમગણાદિ દુતોને બોલાવી આ સ્થળે પાછા આવો.

રાજગણ—દેવી! જેવી આજ્ઞા. તેઓને લેઇને હું સત્વર પાછો અહીં આવું છું. તમે જરાપણ કલ્પાંત કરશો નહીં.

આ પ્રમાણે કહી રાજગણ ત્યાંથી પાછો ફર્યો. અને જે રસ્તેથી આવ્યો હતો તે રસ્તે થઇને ચોતરા આગળ આવ્યો. ત્યાં આવી જુવે છે તો ઉત્તમગણ નામશી અને પૃથુધીરમાંના કોઇને પણ દેખ્યો નહી; અને તેથી નીસાસો નાંખી થોડીવાર સુધી તો ગભરાયો પણ છેવટે સાવધ થઈ ધૈર્ય લાવી ચોતરા ઉપર બેઠો અને વિચારમાં લીન થઈ ગયો. આખરે તેને પોતાના મનની સાથે નિશ્ચય કર્યો કે હવે હું તે સ્રી પાસે જઈ આ સમાચાર કહું, અને પછી ઘટતો ઉપાય યોજવાને તત્પર થાઉં.

# પ્રકરણુ ૬ ઠું.



જે રમણીક બગીચામાં પ્રેમસેનને નિંદ્રાવશ રહેવા દઈ આપણે આવ્યા હતા તે વિષે આપણે અત્યાર સુધી કંઈ બોલ્યા નથી. વાંચનારને યાદ હશે કે જે લતા મંડપમાં પ્રેમસેન સુઇ ગયા હતા તે લતા મંડપ આગળ બે સ્ત્રીઓ આવી હતી; હવે તેમાં એક જે રાજપુત્રી જેવી દેખાતી હતી તેનું નામ કિશોરી હતું અને બીજી તેની દાસી હતી. પ્રેમસેનની કાન્તિ જોઈ કિશોરી તેના ઉપર ઘણી મોહિત થઈ હતી.

આવા ભયાનક અને અગમ્ય જંગલમાં કે જ્યાં રસ્તો તો બીલકુલ દેખાતો નહોતો ત્યાં આવી રહેલા રમણીક અને ચિત્તાકર્ષક બાગે પ્રેમસેનને અચંબો પમાડવામાં કંઇ મણા તો રાખીજ હશે નહિ અને વળી જયારે તે નિંદ્રામાંથી જાગ્યો હશે ત્યારે તે કેટલો વિસ્મય થયો હશે તેનો ચિતાર આપી શકાય તેમ નથી. વાંચનારના મનમાં પણ તે વિશેની શંકા થઈ હશે તેથી તેનુ સંક્ષેપમાં વર્ણન આપી તે શંકા દૂર કર્યા પછી બીજી બાબત તરફ ધ્યાન આપીશું.

જે સરોવર ઉપર અનંતપુરનો રાજગણુ બેઠો બેઠો વિચાર કરતો હતો તે સરોવરની પાસેના નગરનું નામ આનંદપુર હતું. ત્યાં પ્રતાપસીંગ કરીને સુરવીર નૃપતિ રાજ્ય કરતા હતા. પોતાના બાહુબળથી અને યુક્તિ પ્રયુક્તિથી ઘણા રાજાઓ પાસે તેમણે ખંડણી કબુલ કરાવી હતી અને બીજાં નાનાં નાનાં રાજ્યોએ તો તેમની કેદ-

થીજ હાર માની હતી. પ્રજા ઉપર નૃપતિના ચારે હાથ હતા અને રૈયત પણ નેકી અને ઈનસાફી રાજ્યથી ખુશી થઈ હતી. ટુંકામાં રાજા પ્રજાનું અરસ્પરસ વાત્સલ્ય દીન પ્રતિદીન વૃદ્ધિ પામતું હતું. પ્રતાપસીંગના સુખનો સુર્ય આ વખતે બરોબર મધ્યાને આવ્યો હતો.

આ ક્ષણભંગુર સંસારની ઈશ્વરે એવી રચના કરેલી છે કે પોતાની સ્થીતિનો ભરૂંસો રાખી શકાય નહિ. આજ ગમે તેટલો વૈભવ અને સુખ હોય પણ કાલે શું થશે તેની કોઈને ખાતરી નથી. જેની ચઢતી તેની પડતી પણ છે. કોણ સાફ કહી શકતું હતું કે પ્રતાપસીંગ નૃપતિને એક સાધારણ સરદારની માફક વનનાં દુઃખ ભોગવવાં પડશે.

આજ વિજય દશમીનો શુભ દિવસ હતો. દરબાર પુર ભરાયો હતો. રાજ્યદ્વારી પુરૂષો અને મંત્રિઓ પણ અહીંજ હતા કારણ કે તહેવાર હોવાથી આજ રાજ્યકાજનું સઘળું કામ બંધ હતું. સવારીને સારૂ હાથી, ઘોડા, ઉંટ વીગેરે વાહનોને શણગારી તૈયાર રાખવામાં આવ્યાં હતાં. સાંજ પડવા આવી તોપણ મહારાજા પ્રતાપસીંગ દરબારમાં પધાર્યા નહોતા તેથી સઘળા તેમની રાહ જોઈ તૈયાર થઈ રહ્યા હતા.

એટલામાં રાજ્ય મહેલ તરફથી એક જાસુસ આવતો જણાયો અને તે શું કહેશે તે સાંભળવાને માટે સઘળા આતુર થઈ ગયા. કચેરીમાં પ્રવેશ કરીને તીવ્રબુદ્ધિ નામના વડા પ્રધાનને પ્રણામ કરી તેમના હાથમાં એક પત્ર મુકયો અને પાછો ફર્યો. તે પત્રમાં નીચે પ્રમાણે બીના લખેલી હતી.

“ નિર્મળ રાજ્ય ભક્તિના પાસથી બંધાયલા સુહૃદ સમાન પ્રિય મંત્રિ તીવ્રબુદ્ધિ ! એક શોકજનક બનાવથી મારૂ ચિત્ત મુંઝાય છે અને એમ લાગે છે કે સહાયક

શત્રુ નીવડયો છે. આજ સુધી જેને પાળી પંપાળી આપણે મોટો કર્યો અને ઉત્તમ પદવી આપી છતાં પણ તેટલાથી સંતોષ નહી થઈ આખો ધણી થવા ઈચ્છે છે. પાળેલો સર્પ દંશ દેવાને તત્પર થાય તેમાં કંઈ નવાઈ જેવું નથી. અફસોસ! કર્મની ગતિ વિચિત્ર છે. આજની સવારી વિશે યથાયોગ્ય બંદોબસ્ત કરી થોડીવારમાં મને વિચારભૂવનમાં મળજો. કાલ પ્રાતઃકાળ થતાં સુધીમાં આપણી પવિત્ર અને વફાદાર પ્રજાના આપણે પરોણા છીએ એ વાત નિઃશંક છે."

લી. હવે પછીનો સાથી અને સુહૃદ પ્રતાપ.

પત્ર વાંચતાની સાથે તિવ્રબુદ્ધિ ઘણા વિચારમાં પડયા. થોડીવાર પછી રાજકુંવરે ઉદયસિંહને બોલાવીને કહ્યું કે મહારાજા કંઇ કામમાં રોકાઈ જવાથી આજ સવારીમાં બીરાજનાર નથી તેથી તમે જાઓ. આ સરદારો તમારી સાથેજ છે.

ઉદયસિંહ પણ બુદ્ધિવાન અને વિવેકી હતો. પ્રધાનની આજ્ઞા માથે ચડાવી ખુશીથી તેમ કરવાની હા પાડી.

સઘળાં માણસો તૈયાર થયાં અને પોત પોતાના વાહનો ઉપર સ્વાર થઈ ગયાં. કેટલાક પાયદલ ચાલનારા પણ ઉઠી ઉભા થયા. ઊદયસિંહ જેવા હસ્તિ ઊપર બેસવા જતા હતા તેવામાં તીવ્રબુદ્ધિ મંત્રિએ તેની પાસે આવી તેના કાનમાં કંઇક કહી નિવૃત થયા.

ઊદયસિંહ જરા સંકોચાયા ખરા પણ પોતાની ઊદાસી કોઈના જાણવામાં ના આવે તેમ ઠાવકું મ્હોં રાખીને હીરા માણેક જડીત્ર અલંકારોથી અને જરીઆનની ઝુલ્યો થી જેનું અંગ ઢંકાયલું છે, જેના કુંભસ્થળને વિશે અમૂલ્ય કલગીઓ જીવે છે, રત્ન જડીત્ર અંબાડી જેની મેઘના જેવી કાંતિમાં વૃદ્ધિ કરે છે અને ગંભીરતાથી ડોલતો ડો-

લતો જે કદમ ભરે છે એવા મોટા અને મદથી માતંગ બનેલા હાથી ઉપર બિરાજમાન થયા. ડંકાના ઘોર શબ્દ થવા લાગ્યા. અપ્સરાઓ અને ગવૈયા નૃત્ય ગાન કરતા કરતા ચાલવા લાગ્યા હતા. રસ્તા ઉપર લોકોની ઠઠ ભેરાઇ હતી તમાસગીરો પોતાની હાથ ચાલાકીના અજાયબી ખેલોથી જોનારને અચંબો પમાડતા હતા. કસરતી જુવાનો અને મલ્લ લોકો અનેક પ્રકારની કસરતો અને દાવપેચ કરી પોતાનું મહોન્મત્તપણું અને સુરાપણું બતાવતા હતા, સરદારો હારબંધ અશ્વ ઉપર બેસી ચાલી રહ્યા હતા. માંડળિક રાજાઓ પણ હસ્તિ ઉપર ઝુકી રહ્યા હતા અને તે બધાની વચમાં હીરા જવાહીરથી શણગારેલા મોટા હસ્તિ ઉપર બેસી તારામંડળમાં જેમ ચંદ્રમા શોભી રહ્યા હોય તેમ ઉદયસિંહ શોભતા હતા.

જો જોતામાં રાતનો એક પહોર વહી ગયો. અને સવારી પાછી ફરી રાજ્ય મહેલ આગળ આવી બધાં માણસો વેરાઇ ગયાં અને ત્યાર પછી ઉદયસિંહે પોતાના વડીલોના રીવાજ પ્રમાણે અસ્ત્ર, શસ્ત્ર, અશ્વ, અને હસ્તી વિગેરેનું વેદાન્તી બ્રાહ્મણોની સમક્ષ યથા વિધી પુજન કરી પોતાના ગુરૂને દંડવત કર્યા. પિતાને નમન કરવા સારૂ ત્યાર પછી ઉદયસિંહે ત્રણ સરદારોને પોતાની સાથે લેઈ રાજ્ય મહેલમાં પ્રવેશ કર્યો.

ત્યાં જઈ જુવે છે તો દ્વારપાળ તેમજ બીજા ઉપચારકોને જોયા નહી. બે ત્રણ મજલા ઉપર ગયા ત્યાં પણ પિતાને ન જોયાથી તે ઉદાસ થયા, તેઓ સરદારો પ્રત્યે બોલ્યા કે, હજી સુધી કીલ્લામાં જવાનો પિતાજીને વખત થયો નથી. કારણ કે તેમનો હંમેશનો નિયમ એવો છે કે અહીં રહી મધ્ય રાત્રિ સુધી રાજ્ય દુતોને પૂછ પાછ

કરી આગળ પાછળની વાતોથી વાકેફ થવું; એને ગમેતો કામ ન હોય તો પણ બાકીનો સમય શાસ્ત્રનું અધ્યયન કરવામાં ગાળે છે. વળી આ વિજય દશમીનો દીવસ છે. તેથી તો અવસ્ય અહીંજ હોવા જોઇએ. હજી સુધી અહીં દીવા બત્તિ પણ થઇ નથી અને સુન્ય સ્થાન જેવું લાગે છે. માટે કંઇ નવા જુની થયું હોય તેમાં જરાપણ શક નથી

આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા તેવામાં સવારી નીકળતી વખતે તિવ્રબુદ્ધિ મંત્રિએ તેમના કાનમાં જે વાત કહી હતી તે યાદ આવી અને શોકાતુર થયા હોય તેમ દેખાવા લાગ્યા. મ્હોડા ઉપરથી નુર ઉડી ગયું અને શરમાઈ ગયા હોય તેમ જમીન ઉપર નીચું ઘાલી ચુપ ચાપ ઉભા રહ્યા.

ત્રણે સરદારો પણ ઉદયસિંહના હાવ ભાવ ઉપરથી ચેતી ગયા કે, તેમને કંઈ ઉદાશી થઈ છે. ગાલીચા ઉપર બેસવાને સારૂ તેઓ એ ઉદયસિંહને વિનતી કરી જેથી તરતજ તે બેઠા અને ત્રણે સરદારો પણ તેમના મ્હોં સામું જોઈ રહી તેમની નિકટ બેસી ગયા.

સરદારો—આપનું મુખ અત્યાર સુધી સતેજ હતું તે હમણાં એકાએક શરમાઈ ગયું તેથી અમને પણ ચિંતા થાય છે.

ઉદયસિંહ—તમારાથી મારે કંઇ વાત છાની નથી અને કોઇ દીવસ રાખવાનો પણ નથી. તમે તો મારા ઊદાશી થવાનું કારણ થોડું ઘણું પણ જાણતા હશો

સરદારો—નહીં, નહીં, માહારાજ! કલ્પના કરતાં અને લોકોની વાતો ચીતો ઊપરથી અમને તો કંઇ

જુદોજ સંદેહ થાય છે; પણ તે વાત કહેવાને અમારી જીભ ઉપડતી નથી અમે તો અમારી યથા શકિત પ્રમાણે તે બાબત સખ્તાઈ રાખવાનાં વળખાં વરખાં માર્યાં પણ નિરૂપાય હોવાથી અમારૂં કંઇ પણ ચાલ્યું નહીં દસ બાર દીવસ ઉપર માહારાજાને કાને પણ તે વાત પડદે પડદે અમે નાંખી હતી પણ તેવામાં વડા પ્રધાન તીવ્રબુદ્ધિ આવી પહોંચ્યા અને એકદમ તેઓ ઉઠીને એક બીજા દીવાનખાનામાં ચાલ્યા ગયા. પછી અમે પણ ઉઠીને કચેરીમાં ગયા.

ઉદયસિંહ— પિતાજીએ જ્યારે એ બાબતની તમારી સાથે વધારે પડપુછ કરી નહીં ત્યારે તો તે વાત પણ તેઓ જાણતા હશે. અને વળી પ્રધાન સાથે તે ઉઠીને બીજા દીવાનખાનામાં ગયા ત્યારે તેમની વાત કંઈ જરૂરીજ હશે નહીંતો તમારી વાત પુરી સાંભળ્યા શિવાય તે એકાએક ત્યાંથી ઉઠેજ નહીં.

સરદારો—અમારા મનમાં પણ તે વખતે એવોજ સંદેહ થયો હતો, અને હમણાં તમને પણ શોકાર્દ્ર થયેલા જોઈને અમારી દીલગીરી ભરેલી વિસ્મયતાની કંઇ સીમાજ રહેતી નથી.

ઉદયસિંહ—હું જ્યારે સવારીમાં જવા સારૂં હસ્તિ ઉપર બેસવા જતો હતો તે વખતે તિવ્રબુદ્ધિએ આવીને મને કહ્યું કે આપણો મુખ્ય સેનાપતિ ગુણાન્ધ કે જે આજ સુધી કાવતરાં કરતો હતો તે આજ ઉઘાડો ઉઠયો છે, અને આપણું રાજ્ય લેવાની ઉમેદ રાખે છે તે સાંભળતાંજ પહેલું તો મુને આશ્ચર્ય જેવું લાગ્યું અને તે વખતે તો કંઈપણ

ઉદાશી જણાવ્યા શિવાય પ્રધાનની આજ્ઞાનુસાર હું સવારીમાં ગયો મારી સાથે આવેલા માંડળિક રાજાઓની વાતો ચિંતો અને હાલચાલ ઉપરથી મને તે વિષેની જરા ખાતરી થઈ અને રસ્તામાં થીજ જુદાં જુદાં બહાનાં કાઢી જ્યારે તેઓ વિખેરાઇ ગયા ત્યારે તો મને પુરે પુરો નિશ્ચય થયો હતો.

સરદારો—અમારી કલ્પના ખરેખર આપ કહો છો. તે વાતનેજ મળતી છે અમે ગુણાન્ધના દુષ્ટ સ્વભાવના કંઇ અજાણ્યા નથી અને તેવાં કાવતરાં પણ અમારાથી તદન છાનાં રહ્યાં નથી વાત છેક રાજ્ય ઉપર આવી ગઇ છે એવું તો અમે આપનાજ મ્હોડે હમણાં સાંભળ્યું

આ પ્રમાણે તેઓ વાત કરી રહ્યા હતા તેવામાં દૂરથી એક માણસ શ્વાસ ભેર દોડતો દોડતો તેઓની સામે આવતો દેખાયો અને તેઓ એકદમ ચુપ થઇ ગયા.

# પ્રકરણ ૭ મું.

આ ઠેકાણે ગુણાન્ધને લગતી કેટલીક બાબતનો વાંચનારને ચિતાર આપી આગળ ચાલીશું. આનંદ પુરના મહારાજા અને કુમારને ઉદયસિંહના પિતા પ્રતાપસિંહના લસ્કરમાં સેનાપતિની જગ્યા ગુણાન્ધ ભોગવતો હતો. આજુ બાજુના નાના રાજાઓને પોતાની કળા કૌશલ્યથી વશ કરી લેઈ પ્રતાપસિંગને ઘણી કિર્તિ સંપાદન કરી આપનાર પોતે છે, એવું ગુણાન્ધનું સમજવું હતું પણ તે

દુષ્ટ બુદ્ધિવાળા લોભીને એમ ખબર ના રહી કે તેનાં માબાપ તેની બાલ્યાવસ્થામાં મરણપામવાથી તેને પુત્ર તુલ્ય ગણી પ્રતાપે ઉછેર્યો હતો. કવાયત્ આદી લશ્કરી કળાઓમાં પ્રવિણ થઇ સેનાપતિની જગ્યોએ પ્રતાપની મેહેરબાનીથી તે પહોંચ્યો હતો. પણ હવે તો તેના મનમાં ગર્વ થયો કે મ્હારાજવડે પ્રતાપ જય પામે છે, મ્હારાજવડે તેના રાજની આબાદી છે, અને મ્હારાજ વડે રાજ્યપ્રકરણીય વિષયોમાં કુશળ તિક્ષ્ણબુદ્ધિ, રાજાનો માનીતો થાય છે. વળી તેના મનમાં એક દુષ્ટ અને અધમ વિચાર સ્થાન કરી રહ્યો હતો. તે વારંવાર પોતાના મનની સાથે કહેતો હતો કે “ અહો પ્રતાપની પુત્રી કિશોરી હવે તરૂણાવસ્થામાં આવી છે. તે ઘણી સુંદર છે. હજી તેનું લગ્ન પણ થયું નથી, અરે! શું! હું તેનો સ્વામિ થવાને લાયક નથી? હું પણ તેના જેવો રૂપાળો છું હજી તરૂણ છું વિદ્યામાં કુશળ છું ત્યારે પ્રતાપ મારી સાથે તેનું લગ્ન કરે તો શું ખોટું? પણ અરે તે મારૂં કહેવું માનવાનો નથી. કહીશ ત્યારે ઉલટો શત્રુ ભાવ થશે. નહીં! નહીં! પ્રતાપને નહીં કહું મારા પરાક્રમ વડે હું કિશોરીને પરણીશ પ્રતાપને પદભ્રષ્ટ કરી તેનું રાજ્ય લેઈ લઇશ અને હું સ્વતંત્ર બની કિશોરી સાથે સુંદીર વિહાર કરી તેના મનનું આકર્ષણ કરી લેઇશ. અને સુંદીર ભ્રકુટી વાળી કિશોરીને :મારી રાણી બનાવીશ.

પોતાના સુરાતનના છાકથી ગુણાન્ધ છાકી ગયો હતો અને કોઇ કોઈ વખતતો ખુદ પ્રતાપસિંહના સામે પણ જેમ મનમાં આવેતેમ ભસતાં લજ્જા અને ભય તેના ક્રૂર અને કઠણ અંતઃકરણને સ્પર્શ કરતાં નહોતાં. મિથ્યાભિમાનથી અને લોભથી, કામાદિક વિષયોએ તેનો અંતઃકરણનો પરાજય કર્યો હતો.

તિક્ષ્ણબુદ્ધિ ઘણો ચપળ અને દીર્ઘ દ્રષ્ટિ હોવાથી પ્રતા-

પસિંગ તેની સલાહ સિવાય કંઈપણ કાર્ય કરતા નહી. તિવ્ર બુદ્ધિની અક્કલ, વિચાર શકિત, અને રાજ્ય ખટપટથી પ્રવીણતા આગળ ગુણાન્ધની વાતોનું કંઈ વજન રહેતું નહી તેથી તે પ્રધાન ઉપર કટકટીઆં ખાઈ રહ્યો હતો. ખરખુટકામાં ઘટાડો કરી નાંખી; સંધિ વિગ્રહ, યાન સ્થાન, આસન અને દ્વૈધિભાવનાં સંબંધમાં નવા નિયમો ઘડી તીવ્રબુદ્ધિએ લશ્કરી ખાતામાં ઘણો ફેરફાર કરી નાંખ્યો હતો. અને પ્રતાપસિંહે તે ફેરફાર મંજુર કર્યો ત્યારથીજ કજીઆનુ બીજ રોપાયું હતું.

રાજાને પદભ્રષ્ટ કરી કિશોરી સાથે લગ્ન કરવું. તિવ્રબુદ્ધિનો નાશ કરવો. અને રાજ્યના ધણી થવું એ ત્રણ લાલસાઓથી તેનું મન વ્યગ્ર રહેતું હતું "હા કિશોરી મને આનંદપુરનો રાજા થયેલો જોઇને તારૂં ચિત્ત કયરે મને અર્પણ કરવાને તું ઉત્સુક થઈશ" વિગેરે શબ્દોથી તે અધિરો બની જતો કામને વશ થઈ જતો, વિચાર સુન્ય થતો, અને ગભરાતો. અરે! રાજા જાણશે તો મને સજા કરશે મારી પદવી છીનવી લેશે, મને માન ભંગ કરશે, અને મારી સઘળી ઉમેદોનો નાશ થઈ જશે એવા વિચારોથી તેનું મન ખિન્ન થઈ જતું હતું અને તે લાજ પામતો હતો. "ખરેખર વિનાશ કાળે બિપરિત બુદ્ધિ",અ ન્યાયનું સાર, જેનો નાશ થવાનો હોય છે તેની બુદ્ધિ પ્રથમ નષ્ટ થઈ જાય છે. અને બુદ્ધિ નષ્ટ થવાથી માંણસને નીચ કમ સુઝે છે અને તેથી કરીને તે ખોટા મિથ્યા તર્કવિર્તકોમાં લીથઈ જાય છે.

ગુણાન્ધની રીતભાત અને ચાલચલગતની પ્રતાપસિંહને ખબર પડી હતી, પણ સહનશીલતા અને ઉદારતાને વશ થઇ મહારાજા તેને માફી આપતા હતા. સાચુ કહીએ તો પ્રતાપસિંહથી તેનો વાંકો વાળ પણ થઈ શકે તેમ નહોતો.

સઘળું સૈન્ય ગુણાંન્ધના હાથમાં હતું નાણા માટે તે પોતાના હાથ નીચેના હોદ્દાઓને વેચતો. કુટુંબીઓ, મિત્રો, અને ખુશામતખોરોને તેણે નોકરીમાં દાખલ કર્યા હતા. બસ્તુત સઘળું સૈન્ય તેના હાથમાં હતું સૈનિકો આગળ પ્રતાપસિંહની નિંદા કરી રાજા ઉપર તે વારંવાર અભિવાદ મુકતો અને તેથી કરી રાજા તરફથી સૈનિકોની વફાદારી અને પ્રિતિને ગુણાન્ધે આકર્ષણ કરી લીધી હતી. સૈનિકોનો, તેમની યોગ્યતા, પ્રમાણે નહીં, પણ વગ વસીલો માનીને અગર લાંચ લેઇને, દાખલ કરેલા હતા. તેઓ બિચારાઓમાં નોકરીને લાયક ગુણની ખામી હોવાને લીધે જ્યાં ત્યાં ગુણાન્ધની ખુશામત કરતા, તેનું સારૂં બોલતા, અને ગુણાન્ધના કહેવા પ્રમાણે હાજી હા કરતા, પોતાના પેટના અર્થે, ધનના અર્થે, અથવા માનને સારૂં, ગુણહીન પાપાત્માઓ કંઇપણ કાર્ય કરવામાં દોષને ગણાતા નથી. જેમ કાંમદેવ પર સ્રીનો શંગ કરાવે છે તેમ મદ અને લોભ, ખરો સંબંધી અને હિત્તેશીઓનો પણ ત્યાગ કરાવી. રસનાઓ અમૃતવાળા, અને હૃદયમાં હળાહળવાળા માણસો સાથે પ્રેમ કરાવે છે શ્રધા બેસાડે છે. સરહદના રાજાઓને દરેકને આનંદપુરનું રાજ્ય સોંપવાની લાલચ આપી પોતાના મદદગાર બનાવ્યા હતા દરેક રાજાઓને આ પ્રમાણે જુદી જુદી સમજુતી આપી હતી.

દુષ્ટ ગુણાન્ધે બીજી ગોઠવણો કરવામાં કંઈ કચ્ચાસ રાખી નહોતી. શામલી અને લક્ષ્મીચંદ કરીને આનંદપુમાં રહેનાર ધનાઢય માણસોને દીવાનની પદવી આપવાની, અને રાજ્યમાં તેમનું લહેણું પડતું હતું તે ચુકવી આપવાની લાલચો આપી પોતાને વશ કરી નાંખ્યા હતા. “ જ્યાં લોભીઆં હોય ત્યા ધુતારા ભૂખે મરે નહીં ” આ દુરાચર-

ણીઓ પોતાના પૈસેથી મદદ આપવા કબુલ થયા હતા. હવે બીજું શું બાકી રહ્યું યુકિત, પ્રયુકિત, અને કળા કૈ શલ્યતાની બાબતમાં તો ગુણાન્ધને કંઇ કહેવું પડે તેમ નહોતું માંડળીક રાજાઓ પણ તેની તરફેણમાં હતા કારણ કે તેઓની ખંડણી ઓછી કરી સ્વતંત્ર અને પુર્ણ અખત્યાર તેઓને આપવાને તેણે કરાર નામું ત્રાંબાપત્રઉપર પહેલેથીજ લખી આપ્યું હતું અને ફકત નામનુંજ ઉપરીપણું રાખવાને તેણે અભય વચન આપ્યું હતું.

અત્યાર સુધી આ બધી વાત તેણે ગુપ્ત રાખી હતી તેણે પ્રથમથી પોતાના સાથીતો સાથે નિશ્ચય કરી રાખ્યો હતો કે વીજયાદસમીને ટાંકણે બધા માંડળીક રાજાઓ અને સરહદના ભીલલાટ લોકો અને ઠાકોરો આનંદપુરમાં પોતાના આયુદ્ધ સાથે એકઠા થાય. અને તે દીવસે મહારાજાની સવારીમાં હંમેશના રિવાજ પ્રમાંણે તે સઘળા આવ્યા છે તેમ જાણી મહારાજાને શક નહી પડે અને નગરમાં ઉત્પાત્ત થશે નહીં. સૈન્યને પણ તેણે છુપી રીતે ચેતાવી રાખ્યું હતું બીજી સામગ્રી પણ તેણે તૈયાર કરી રાખી હતી.

આ સઘળી યુકિત અને ગોઠવણ છુપી રાખવાને ગુણાન્ધે ઘણી કાળજી રાખી હતી, પણ તિવ્રબુદ્ધિને આ વાતની એકદમ ખબર પડી. પણ હાય! હવે શું કરે રોગ જ્યારે સંપુર્ણ રીતે વ્યાપી ગયો હોય ત્યારે તેનો ઉપાય જેમ થઈ શકતો નથી તેમ શત્રુનું જોર પુર્ણ જામી ગયું હોય ત્યારે તેનો ઉપાય પણ ન મળે. રોગ અને શત્રુ તો મુળથી નાશ કરવો જોઇએ કારણ કે જ્યારે તે વધી પડે છે ત્યારે મહાદુઃખરૂપ થઈ પડે છે પ્રતાપસિંહ ઘણો ગભરાયો. કંઇ તરફથી મદદ નથી. રૈયત બીચારી લશ્કરના ક્રૂર સીપાઈઓ આગળ શું કરે! નગરમાંતો માણસોની એ-

ટલી ભીડ થઇ છે કે કંઇ જગ્યા ખાલી નથી. સવારી નીકળવાનો વખત થયો છે. અને જો સવારી બંધ રાખે છે તો એકાએક હુલ્લડ થશે અને રાજાનું અને તેમના કામદાર વર્ગનું દૂષ્ટ લોકોના હાથે મૃત્યુ થશે અને રાજ્યની રાણીઓ અને કુંવરીઓ શત્રુના હાથમાં પડી દૂર્દશાને પાત્ર થશે. એવો વિચાર કરી પ્રધાન તિવ્રબુદ્ધિએ કુમાર ઉદયસીંહને સવારીમાં જવાની પ્રેરણાકરી અને દૂષ્ટ લોકોથી સાવધ રહેવાને તેને સમજાવ્યું. તિવ્રબુદ્ધિ ખુબ જાણતો હતો કે સવારીની ધામધુમમાં ઘણો વખત લાગશે. અને ત્યારબાદ શત્રુઓ કીલ્લાને ઘેરો ઘાલી રાજાને, રાણીને, કીશોરીને, અને પોતાને જરૂર કેદ કરી લેશે. માટે તેટલા વખતમાં રાણીને અને કીશોરીને આનંદપુરથી દશ બાર ક્રોશને છેટે એક કુદ્રિત દૂર્ગમાં કે જેની આગળ પાછળ મોટા પર્વતોની હાર આવી રહી છે, મહા ઘાતકી પ્રાણીઓ જેના ઉપર નિવાસ કરે છે, જાતજાતની વનસ્પતિથી જે છવાઇ ગયો છે, જેમાં જવાનો ફક્ત એકજ રસ્તો છે, અને જે ઘણો દૂર્ધર્ષ અને અગમ્ય છે. અને જેની અંદર ઘણા જુના વખતથી બાંધેલો એક આરસનો મહેલ છે ત્યાં સામંત નામના પોતાના મિત્ર સાથે વહી જવાય તેટલા ધનધાન્ય અને સામગ્રી સાથે પહોચાડી દેવા સામંતને આ દુર્ગની વાત પ્રસંગોપાત તીવ્રબુદ્ધિએ કરી હતી અને રસ્તાથી અને તેને લગતી સઘળી હકીકતથી વાકેફ કર્યો હતો. પ્રતાપસિંહની હજુરમાં રહેનાર માણસોમાંથી પરાક્રમી, અસ્તબ્ધ, દીર્ઘસૂત્ર, અને શરીરે આરોગ્ય એવા પચીસ નીમકહલાલ દૂતોને હથીઆરબંધ સાથે લઇને અને ઘણું દ્રવ્ય વિગેરે લઇને મેનામાં બેઠેલી કીશોરી, તેની દાશીને અને રાણી સહવર્તમાન, મહારાજા પ્રતાપસિંહ અને તીવ્રબુદ્ધિની આજ્ઞાથી સામંત પેલા દુર્ગમાં જવાને નીકળી પડયો.

આ પ્રમાણે નીરાંત કરી પ્રતાપસિંહ અને તીવ્રબુદ્ધિ પોતાના કેટલાક નીમકહલાલ માણસો સાથે બેસીને વાતચીત કરે છે અને ઉદયસિંહના આવવાની રાહ જુવે છે. તીવ્રબુદ્ધિની હોંશીઆરી અને સમય સુચકતાને માટે પ્રતાપસિંહ અને સરદારો પ્રશંશા કરી રહ્યા છે. સાયંકારનો સમય થવાને થોડો વખત બાકી રહ્યો છે એટલામાં ઘણો કલાહોર સંભળાવા લાગ્યો. પવનની સાથે ધુળ ઉડવા લાગી, અને મારો, કાપો, લુંટો, ફોડો, વિગેરે અશુભ શબ્દ ઘણા નજીકમાં સંભળાવા લાગ્યા. નગર વાસીઓએ પોતાનાં ઘરો એકા એક બંધ કરવાથી થતા ખડખડાટ અને ભડકા વરસાદની ગર્જનાની સાથે સ્પર્ધા કરતા હોય તેમ જણાવા લાગ્યા. ભીલ્લ લોકો અને સૈનિકોની આનંદની ચીલકારીએ નગરવાસીઓના ત્રાસ દાયક પોકારને ગળી જઇને જુદા રૂપમાં અને સ્વરમાં સંભળાવા લાગી. રાત ચાંદની હતી. નાગી તલવારોનો ઝકઝકાટ બ્હીકણ પુરૂષોનાં અને નગરની અબળાઓનાં વૃક્ષ સ્થળને વીંધીને જતી હોય તેમ આભાસ જણાવા લાગ્યો.

આ પ્રમાણે મદદગાર રાજાઓના લશ્કરથી અને ભીલ્લ લોકોથી થતી લૂંટફાટ ચાલુ રહેવા દેઇ થોડાં માંણસો લેઇને આનંદ પામતો અને કામથી પીડીત થયેલો મદોન્મત્ત ગુણાન્ધ કીલ્લામાં પેઠો અને રાણીવાસમાં દાખલ થયો. ત્યાં કીશોરી અગર રાણી અગર કોઇપણ દાશી જોવામાં આવી નહી. ક્રોધાન્વિત થયેલો ગુણાન્ધ ત્યાંથી પાછો ફર્યો અને રાજ્યમહેલમાં આવ્યો પ્રતાપસિંહ અને તીવ્રબુદ્ધિને પકડીને તેમને લેઈ બંધીખાને નાંખ્યા. અને લુટફાટ બંધ કરી માંડળીક રાજાઓ સરહદના ભીલ્લ અને ઠાકોરે મદદગાર રાજાઓ અને તમામ લશ્કર સાથે કીલ્લામાં ગયો અને સર્વેને સારૂ વિશ્રાંતી લેવાની જગો આપી. આગેવાન ઠાકોર અને રાજાઓ સાથે કસુંબા પાણી કરવા બેઠો.

# પ્રકરણ ૮ મું

આપણે આગળ કહી ગયા કે સવારી પાછી ફરી અને ઉદયસીંહ અને તેના ત્રણ સરદારો સાથે આવી રાજ્ય મહેલમાં સુનસાન જોઇ બેઠો હતો તેવામાં એક માણુસ ઉતાવળો ઉતાવળો તેમની સમક્ષ આવ્યો. આ નવો આવનાર માણુસ એક નગર વાસી હતો. તેણે પ્રતાપસિંહ અને તીવ્રબુદ્ધિના પકડાયાના અને લશ્કર સહીત ગુણાન્ધે કીલ્લામાં પ્રવેશ કર્યાના સમાચાર કહ્યા અને કહ્યુ કે મહારાજ આપ આ સ્થળેથી નાશી જાઓ નહી તો વિપરીત થશે આ પ્રમાણે કહી ધ્રુજતો કંપતો પોતાના ભુવન પ્રત્યે છુપાતો છુપાતો નાશી ગયો " અરે ભાઈ ઉભો રહે જરા ઉભો તો રહે મારે તને કંઇ પુછવું છે તું ગભરા નહીં." એવી રીતે ઉદયસીંહે ઘણી હાંકો મારી પણ તેના ઉપર લક્ષ નહીં આપતો તેતો ચાલ્યો ગયો.

ગુણાન્ધની વર્તણુકથી ઉદયસીંહ ઘણો મુઝાવા લાગ્યો અને તેના તો ત્રણ સરદારોના હોશ કોશ ઉડી ગયા. જરા સાવધાન થઇને પણ ગુસ્સાના આવેશમા ઉદયસીંહ ઉભો થયો, પોતાની તલવાર સંભાળી અને પોતાના ત્રણ વહાલા સરદારો પ્રત્યે બોલ્યો શું પ્રમાણે થયું અને દુષ્ટ ગુણાન્ધ લુણ હરામ થયો. પીતા પ્રધાનને રાજ્યકેદી બનાવ્યા! અરે! મારી દયાળુ માતા અને ગુણવાન ભગિનિ કીશોરીની એ દુષ્ટ કેવી દુર્દશા કરી હશે? શું એ દુષ્ટ હવે મારા પીતાનું રાજ્ય ભોગવશે વસ્તુતઃ રાજ્ય નાશવંત છે માટે રાજ્ય જવાથી આપના મનને કંઈ શોક નથી મારાં માતા પિતાને તેમની વૃદ્ધાવસ્થામાં દુઃખ! મ

ર્મસ્થાનને ભેદી નાંખનાર અને બાંણ કરતાં પણ વધારે તીક્ષણ એવાં ગુણાન્ધનાં અપ્રિય વાગબાંણ તેમનાથી કેમ સહન થશે? હાય! નિર્દયતા, અવિચારી પણું અને હૃદય ની કઠોરતાએ ગુણાન્ધને આડે રસ્તે દોરવ્યો હું કે જેણે પોતાનો વૈભવ ઇચ્છી ઉત્તમખાણમાં પેદા થયેલા નિર્મળ મહામણીરૂપ પ્રધાનનું કહેવું સાંભળવા છતાં પણ વૈભવની તૃષ્ણા છીપાવવા હસ્તી ઉપર આરૂઢ થઇને દશરાની સવારીમાં મહાલ્લે અરે માતપિતા મને ઉછેરી મોટો કરવા માં તમારે જે જે દુઃખો વેઠવાં પડયાં છે તેનાથી વ્યાકુ ળ થયા નહીં અને ધૈર્યને અવબંધન કરી સઘળાં કષ્ટો વેઠયાં. બાળક બુદ્ધિથી હું કોઇ કોઈ વખત આપનું અપમાન કરતો ત્યારે જરા પણ રીસ નહીં કરતાં મને ક્ષમા આપતાં જ્યારે જ્યારે મને કંઇ દુઃખ થતું અને તેથી શકિતહિન અને સુસ્ત થઇને પડી રહેતો ત્યારે ત્યારે તમો અહોનિશ મારી પાસે બેસી રહી મારા કરતાં પણ વધારે દુઃખી થતાં અને મને આરામ કરવાને હજારો પ્રયત્નો કરતાં, હતભા ગ્ય! એ બધું હું ભુલી ગયો અને તમારો વિયોગ કર્યો ધીક્કાર છે આ શરીરને અને તેના ઉપર પહે-રેલા પોશાકને અને અલંકારને અરે ! આ મારી ક-મરે બાંધેલાં હથિયાર અને ક્ષત્રીત્વ મને લજજા પમાડે છે. હાય ! અપ્રતિમ દયા અને નિઃસીમ સૌમ્યતાનો સાગર સૂકાઇ ગયો. નહી નહી, મારી દૃષ્ટિ મર્યાદાની બ હાર જતો રહ્યો ! અરે જગનિંયતા કૃપા સિંધુ ઇશ્વર ! હવે સહાય થજે ” આ પ્રમાણે કહી પોતાના ત્રણ સર દારોને લેઇ અમાત્યની શોધને માટે નીકળે છે તેવોજ દૂ-રથી લશ્કરી પોશાક અને હથીઆરથી સજ્જ થયેલો એક પુરૂષ તેમની પાસે આવ્યો અને ઉદયસીંહના હાથમાં એક ચીઠી મુકી.

ઉદયસીંહે તે ચીઠી હાથમાં લીધી, પણ વખતે કપટ કરવાને સારૂ શત્રુએ દૂતને મોકલ્યો હોય અગર કોઇ લશ્કરી સીપાઈ પકડવાને આવ્યો હોય એવા વિચારથી ઉદયસીંહ તેનાથી સાવધ રહેવા જરા દૂર જઈ ચીઠી ઉકેલી. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

## દીર્ઘાયુ કુમાર ઉદયસીંહ.

મને તથા તમારા પિતાને કીલ્લામાં કેદ કર્યા છે. પવિત્ર માતા તથા કિશોરીને અમે પ્રથમથી સામંત સાથે કુશળ અને નિર્ભય સ્થળે પહોંચાડી દીધાં છે. આ ચીઠી લાવનાર દૂત સાથે તમે સત્વર તે સ્થળે જજો. માર્ગ અને સ્થળથી અમે તેને વાકેફ કર્યો છે. સમયાનુસાર ચાલવું એ આપણો પરમ ધર્મ છે. યુદ્ધ કરવાને સારૂ સામગ્રી લશ્કર અને શસ્ત્ર વિગેરે સાહિત્યો આપણી પાસે નથી. નાશી જવું એ ક્ષત્રીઓનો ધર્મ નથી એવી આ શંકા કરવી નહી. પોતાનો પ્રાણ બચાવવાને રણક્ષેત્રનો ત્યાગ કરવો એ લજ્જાસ્પદ છે પણ જ્યારે લડાઇનો સામાન, ઘાસ, દાણો વાહન, લસ્કર અને દ્રવ્યનો શત્રુએ કપટથી કબજો કર્યો હોય ત્યારે ચોરની માફક ગુપચુપ બેસી રહી ધીમે ધીમે શત્રુને શાંત પડવા દેઈ કાર્ય સાધવાનો ઉપાય યોજવો. માન ભંગ થઈ પાછું પડવું તેના કરતાં શત્રુને તેના કૃત્યનો લાભ થોડો વખત લેવા દેવો એ શ્રેય છે. અધર્મી અને અન્યાયી પહેલાં ઉજળું એટલું દૂધ દેખે છે. પણ આખરે "સમુલસ્તુ વિનયસ્યતિ" મુળમાંથી ઉખડી જાય છે. આજથી ત્રીસે દીવશે તમને ઉપર લખેલે સ્થળે મળવાને શક્તિમાન થઇશું માટે કંઈ શોક કરવો નહી. અસત્યથી થયેલ સમુત્કર્ષ (વિજય) બ્રહ્મહત્યા સમાન છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. માટે તેનું પા-

પ તેનોજ વિનાશ કરશે. સ્થિર બુદ્ધિથી શાંત વૃત્તિ રાખવી. વધારે લખવાથી શું પ્રયોજન છે.

લી૦

આપનો હમેશનો હિતૈષી અમાત્ય.

તીવ્રબુદ્ધિના પ્રણામ.

આ પત્ર વાંચવાથી ઉદયસીંહને ધીરજ આવી અને તેનો ક્રોધ ઓછો થયો. પ્રધાનનાં વાકયો સમયાનુસાર અને નિતિયુક્ત છે તેમ જાણી તે ઘણો પ્રસંન થયો. પોતાના ત્રણે સરદારોની સમક્ષ તે કાગળ તેણે ફરીથી વાંચ્યો. ઘણી ઢીલ કર્યા વગર તરતજ લસ્કરી પોશાકમાં આવેલા માણુસ સાથે ત્રણ સરદારો સમેત કુમારે નિર્ભય દુર્ગનો રસ્તો પકડયો અને બીજા દીવસનો પ્રાતઃકાળ થતા પહેલાં ઘોડાઓની પડઘીઓના અવાજથી મહેલમાં પહોંચેલાં રાણી, કિશોરી, સામંત અને બીજા અનુચરો તો થોડા વખત ગભરાયા અને ભયન્વિત થઈ પડયા. કાંકરા, પાષાણ અને કાંટાથી ઘોડાઓના પગ તરવાઈ ગયા હતા, અને તેઓના શરીરે રસ્તામાં ખીચોખીચ ઉગી નીકળેલાં કાટાવાળાં ઝાડથી ઉઝરડા થયા હતા, અને રૂધીરથી કપડાં ભીજાયાં હતાં. શત્રુના માણસો પાછળ આવ્યાં છે. તેમ જાણી સામંત ગુફા આગળ આવીને પોતાની તલવાર ખુલી કરીને બેઠો હતો. વાંચનારને ખબર તો પડી હશે કે જે ગુફામાં પ્રેમસેને કંઈક શીકારની આશાએ પ્રવેશ કર્યો હતો અને જેમાંથી બહાર નીકળ્યો ત્યારે મોટું મેદાન અને દીવ્ય મહેલ દેખ્યો હતો તેજ ગુફા આ હતી. ઘોડા સહવર્તમાન અંદર જવાય તેમ નહોતું. માટે સઘળા ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને એક પછી બીજો એ પ્રમાણે અંદર જઈ ઘોડાને પછીથી કયાં થઈને લેઇ જવા તેનો

રસ્તો કાઢવાને નિશ્ચય કર્યો ત્રણ સરદારમાંનો એક પહેલાં ગુફામાં પેઠો અને જેવો અંદરના મેદાનમાં માથું કાઢી બહાર નીકળવા જાય છે તેટલામાં સામંતની ચળકતી તલવારે ક્ષણ માત્રમાં તેના કંઠના રૂધીરનું પાન કર્યું પણ એકદમ સામંતે તેને ઓળખ્યો અને ઘણો પ્રશ્ચાતાપ કરવા લાગ્યો. ધીમે રહીને તેને પોતાની તરફ ખેંચી લીધો. પછી એક પછી બીજો એમ બાકીના કુમાર સમેત ચારજણ અંદર આવ્યા. તે સરદારના ઘાયલ થવાનું કારણ સામંતે કહ્યું ઉદયસીંહ ઘણો ખેદ યુકત થયો. સામંતે બતાવેલા માર્ગે ઘોડાઓને અંદર આણ્યા. સંભાળીને ઘાએલ થયેલ સરદારને મહેલમાં લઈ ગયા અને સીતાફળીનાં પાંદડાં વિગેરે બીજી વનસ્પતિની દવા દારૂથી અને પાટાપટીથી તેની સારવાર કરવા માંડી. ઉદયસીંહને દેખી રાણી અને કીશોરી ઘણાં ખુશી થયાં, પણ રાજાના અને પ્રધાનના પકડાયાના સમાચારથી રાણી ઘણો ખેદ કરવા લાગી. ઉદયસીંહે તીવ્રબુદ્ધિનો પત્ર બતાવી તેમને શાંત કર્યાં અને આનંદના બીજા સમાચાર લશ્કરી પોશાકમાં આવેલા માણસથી સઘળાંને મળ્યા. વરસાદની તૃષ્ણાવાળા કૃષીવલ અને ચાતક પક્ષીની માફક પ્રતાપસીંગ અને તીવ્રબુદ્ધિના આગમનની આ દૂર્ગના નિવાસીઓ રાહ જોવા લાગ્યા.

---

## પ્રકરણ ૯ મું

---

પાઠકો! ચાલો હવે આનંદપુર તરફ પ્રવેસ કરીએ.

બુદ્ધિની સ્થિતિ જોવાની અપેક્ષાથી કીલ્લામાં પ્રવેશ કરીએ. અહો! જુવોતો ખરા! જરા આગળ આવો. બ્હીશોમાં ફીતની પટીઓ અને અક્ષર કોતરેલાં પીતળનાં ચકતાં બંને ખભા ઉપર ટાંકેલાં છે દરેશ જેઓએ પહેરેલો છે એવો મુસ્તક ઉપર જેઓએ શ્યામ વર્ણનાં પટકુળ એક સરખા ઘાટનાં બાંધેલાં છે અને વળી દરેક ઉપર અક્કેક પીતળનું ચકતું ચોટાડેલું છે. પીળારંગનાં છોગાં તેની ઉપર લટકે છે. ઢીંચણ સુધી ચળકતા બુટ જેઓએ પહેર્યા છે. કમરે જેઓએ તલવાર, જમૈયા અને કટારી વીગેરે હથીઆર ટાંગી દીધાં છે અને વામ ખભા ઉપર સુંદીર બંદુકો પોતાના ડાબા હાથથી પકડી રહી આમતેમ ટહેલે દીધાં કરે છે. અહો! આ અદ્દભુત કાલસ્વરૂપ પુરૂષો કોણ હશે? તેઓ આમતેમ આ દિવ્ય કોટડીની આગળ પાછળ કેમ ઘુમતા હશે? આ કોટડીની બાંધણી ઘણી વિચિત્ર લાગે છે. તે ઘણી સુંદર અને સઘવડતા વાળી છે. લોખંડના જાડા અને મજબુત સળીઆની ઠેકાણે ઠેકાણે મોડીમોટી જાળીઓ મુકેલી છે. વસ્તુતઃ તેની વિચિત્ર બાંધણી અને યમના દૂતના સમાન આ પરિધિસ્થાને લીધે તે કોટડીની અંદર નિવાસ કરનાર અને બહારથી નવા આવનાર પુરૂષોને ત્રાસદાયક અને ભયાનક માલમ પડતી હશે એમ કહેવાને કંઈ પણ સંકોચ પ્રતીત થતો નથી. અરે જરા આ તરફ ફરો. આ જાળીમાં દ્રષ્ટિ તો કરો. ઉદાશી ચહેરાવાળા આ બે પુરૂષો કોણ છે? એકતો કાલગ્રંથિથી ખવાઈ ગયેલો છે. બીજાની ઉંમર ૩૦—૩૫ વરસનીછે. પહેલોતો લમણા ઉપર હાથ દેઈને એક તકીઆનો ટેકો દેઇ બેઠો છે. નેત્રમાંથી થોડીથોડી વારે અશ્રુનાં બીંદુઓ તેના કરમાઇ ગયેલા ગાલ ઉપર પડે છે. લાંબાલાંબા શ્વાસ લે છે, અને વારંવાર નિસાસા નાંખે છે. બીજો પુરૂષ જે તેની સામે બેઠો છે તે ગભરાટમાં

પડેલો જણાય છે, જરા ઉદાસીન પણ છે. તેની આંખો ક-પરી છે ક્ષણ વારમાં ક્રોધથી તેની ભ્રમરો ઉંચી ચઢી કમાનની માફક થાય છે અને કપાળમાં આવેલીઓ પડી રહે છે તરતજ નીચું જુવે છે. અને કંઈ જોખમ કારકે અને મહતકામ કરવાને વિચાર કરતો હોય તેમ જણાય છે. કોઈ વખત શાન્ત જણાય છે. આંખ મીચે છે. વખતે ઉઘાડેછે. જરા મ્હોં મલકાવા જાય છે. અને ક્ષણ વારમાં ફીક્કો પડી જાય છે. અરે સાંભળો કંઇ અવાજ સંભળાય છે જુવો! આ બધા પહેરાવાળા ચુપ ચાપ અને ટટાર થઈ પહેરો ભરવા માંડે છે. અહો એ અવાજ કયાંથી આવે છે? એટલામાં તો "શ્રી સેનાપતિ શ્રી મહેરબાન મહારાજા ગુણાન્ધને ઘણીંખમા આજુસેં બાજુસેં નીધા રખીએ મહેરબાન" ઇત્યાદી શબ્દો બોલતો ચોપદાર જેના એક હાથમા સુવર્ણની છડી છે અને બીજા હાથમાં એક જરીથી ભરેલો રૂમાલ છે, તે આવે છે, અને તેની પાછળ એક કાલીતનય સમાન શરીરવાળો અને મદોન્મત્ત ગુણાન્ધ ધીમેધીમે ચાલે છે. અભિમાન અને સુરાતનના છાકથી તેનાં નાસાચ્છિદ્ર લુહારની ધમણની માફક ફુલે છે, કામી પુરૂષની માફક તેની આંખોનું ફરકવું તેની ચંચળ વૃત્તિ પ્રદર્શિત કરે છે. કેટલાક અનુંચારકો :આગળ પાછળ વીંટળાઈ વળેલા છે. આવા દમામ સાથે ગુણાન્ધ જાળી આગળ ખુરશી નંખાવી બેઠો અને હાલના કોટડીના નિવાસી બંને પુરૂષોના પ્રત્યે બોલ્યો " રાજા પ્રતાપ તથા તિક્ષબુદ્ધિ કેમ કુશળતો ખરા કોઇં દીવસ નહીં ભોગવેલા એવા દીવાનખાનાને આપે હવે આપના ચર્ણ સ્પર્શથી પવિત્ર કરેલું હું જોઉંછું તેથી મને ઘણો ઉત્સાહ થાય છે. તમને હર્ષ થાય તેમાં તો કંઈ નવાઈ જેવું નથી. લશ્કરના નિયમોમાં તીક્ષબુદ્ધિએ કરેલો ફેરફાર ઘણા સંતોષ કારક પરિણામ આપનાર નીવડયો

તેની બુદ્ધિ અને કૌશલ્યતાને માટે હું ધન્યવાદ આપુછુ ચારૂસર્વાંગી કીશોરીને થોડી મુદતમાં શોધી લાવી મારે હવાલે રાખી આપનો ઉતપાત્ નાશ કરીશ. ઘણુા દીવશ પર્યંત 'ખુલ્લી હવા અને અજવાળું ભોગવવાથી આપ કંટાળી ગયા હશો પણ ભરોસો રાખજો કે આજકાલ અજવાળા વિનાના એક સુંદીર ગૃહમાં આપને રાખી યાવજ્જિજસુખ આપીશ. તમારેથી મારે કંઇ ભિન્નભાવ નથી તેતો તમે જાણો છો. સેવકનો અપરાધ હોયતો ક્ષમા કરશો. લ્યો હવે રજા માગુ છું. રામરામ." ઓ પ્રમાણે કહી ગુણાન્ધ નિવૃત થયો. તેનાં વક્રોકિતથી ભરેલાં વચનો ખડક પ્રહાર ઉપર લવણ ઉપક્ષિપ્ત કર્યું હોય તેમ રાજાપ્રધાનના હૃદયને તીક્ષણ તીરની માફક વીંધીંને ચાલ્યાં ગયા અરે! વળી તે તીરો વિસ્મરણશકિત દ્વારા નિવૃત થતાં અને ફરીફરીને ઘવાયલા આળા હૃદય ઉપર પ્રહાર કરી તેમની આધિમાં વૃદ્ધિ કરતાં હતાં સાંજની વખતે એક બ્રાહ્મણ આવ્યો અને દેવડી ઉઘડાવી પ્રતાપસિંહ અને તિવ્રબુદ્ધિને ભોજન રૂમીમાં ગુણાન્ધની આજ્ઞાનુંસાર લેઈ ગયો. કેટલાક રાજાઓ પણ ત્યાં જમવાને માટે નીલ, શ્યામ, પીત વીગેરે રંગનાં અંબરો અને સુંદીર અમુલ્ય રત્ના ભુષણથી અલંકૃત થઈ પોતપોતાના સ્થાનકે બેઠા હતા. પ્રતાપસિંહનું અને તીવ્રબુદ્ધિનું આસન એક બાજુએ અલગ અલેગ મુકવામાં આવ્યું હતું બુભુક્ષા પીડીત મનુષ્યોને અને લજ્જાને સ્વભાવીક રીતે દોષ હોય છે. માટે તેઓને તે સ્પર્શ કરતી નથી. વૈરભાવથી કપટ થવાનો સંભવ હોવાને લીધે તીવ્રબુદ્ધિએ અજીર્ણ દીબ્હાને એ ભોજન નહી લેવાને મહારાજાને આંખના ઈસારાથી સાન કરી. અન્ય પુરૂષો જમે છે અને આ બંન્નેતો પોતાની પતરારી સામું જુવે છે જમતા જમતા હાશ્યવિનોદ કરતા

બીજા રાજાઓ તરફ, ધ્યાન ફેરવે છે, અને એક એકની આંખ મળે છે તો તરત જગનું પાત્ર હસ્તમાં ગ્રહણ કરીને અજાણ્ર્યે ભેષજવાર એ ન્યાયાનુંસાર અજીર્ણ દબાવી દેવાને ઉદકનું પાન કરતા હોય એમ જણાવાથી સામે જમવા બેઠેલી રાજાઓની મંડળીમાં ખડખડાટ પ્રહસન પ્રસરી જાય છે. રાજપ્રધાન શરમીંદા બની જઈ નીચું નીહાળી આવા દુષ્ટોનો ભાર પૃથ્વી ધારણ કરે છે માટે તેના ઉપર ક્રોધ કરી પોતાના નખ વડે તેને પ્રહાર કરે છે. એવામાં તેમની પાછળથી એક મૃદુ અવાજ આવ્યો "આઝાસે મેં આયો રાજા, જીમો ઉજ઼કેકરો" આ અર્થ શબ્દો અને સાદ તીવ્રબુદ્ધિ સમજી ગયો અને રાજાને ઈસારો કરી બંનેજણુ ભોજન કરવા લાગ્યા. રાજાના મનમાં ઘણો ઉદ્વેગ છે. માટે યદકિંચિત સુક્ષ્મ અહાર કરીને હસ્ત પ્રક્ષાલન કર્યા. તીવ્રબુદ્ધિએતે. યથા રૂચિ ભોજન કર્યું. અને કંઇક હર્ષાન્વિત મુખાવિંદથી પોતાના હસ્તમાં પ્રતાપસિંહનો હસ્ત પકડી પહેરાવાળાની આસાથી દેવડી તરફ ગયા. અને પહેરેગીરોએ તેમને અંદર પુરી મોટું તાળુ વાસ્યું.

પ્રીય પાઠકો! ઉપલા વર્ણનથી આપને હવે ખાતરી થઇકે પ્રતાપસિંગ અને તીવ્રબુદ્ધિને આ બંધીખાનામાં કેદ કર્યા છે. રાત્રિને વખતે પહેરેગીરોની સખત ચોકી છે. દર બે કલાકે પહેરો બદલાય છે. અને બીજા ચાર નિદ્રામાંથી ઉઠીને હાજર થઈને પહેરો ભરે છે. મધ્ય રાત્રિ થઇ, અને ટાવરના ઘડીઆરમાં બારને- ટકોરો થયો. તરતજ પહેરો બદલાયો, અને ચાર વૃધ્ધ મુસલમાન સીપાઇઓનો પહેરો શરૂ થયો. આશરે પા કલાક સુધી તેઓએ પહેરો ભર્યો. હુક્કા પીવાને સારૂ દેવતા સળગાવી ચલમ ભરી હુક્કો પીવા બેઠા. આપસ આપસમાં બડાઇઓ હાંકે છે.

બેચાર ફુંક મારે છે અને બીજાને આપે છે. એવામાં એક પુરૂષ હજુરી નોકરના પોશાકમાં ત્યાં આવ્યો અને આ મુસલમાનોની પાસે બેઠો.

નવો પુરૂષ—ક્યું જી! કયા બાતેં બના રહેં હો? મુશ્કિલ હે રજવાડેકી નૌકરી હમભી યાર સેનાપતિકી અ રદલીમાંનૌકર હે. આજ કાલતો શીરકે સાટે કામ કરનેકાહે લશ્કરકા ઇન્તજામતોં ઠીક હે મગર લ- ડતકી અભી કોઇ જરૂરત નહીં. સુનતે હકી ગુ- ણાન્ધકો મહારાજાકી પદવી વો ખીલજત દીજાય ગી ઈશિ બખ્ત બડે તરદુદકા મામલા હે. હાં ફું સાદકો અબી હોને નહી પા સકતા. સેનાપતિ બ હાદુર હે, રાજકી નિતી અચ્છી તરહ જાનતાહુ આર ઉન્હીકી ચાલાકી મૈંભી કુછ ફરક નહીં. હ- મ ભી યાર નીંદમેં સે ખડે હોકર આગકી ખો- જમે નીકલેથે. તુમ લોગાંકો તંબાકુ પીતે દેખ જીમૈ આયાકી. બીન મુશ્કેલી ભરી હુઈ. ચિલમ મીલગઈ તો એકદો ફુંક લગાલેવે.

પહેરાવાળા—હાં હાંજી આઇયે ઈસિ તરફ બૈઠીએજી. ચહા ય ઈતની તંબાકુ પીજીએ. અરદલીકા નૌકરતો બ ખુબી હીંદુહી હોતેહે. મગર હાથસેં ચિલમ પી નેમેં હરઝ નહીં.

આ પ્રમાણે કહી હુક્કા ઉપરથી ચલમ ઉતારી નવા પુરૂષના હાથમાં આપી તેણે હાથમાં લીધી અને એટલા જોરથી દમ મારી કે ઘણી ઉધરસ આંવવા લાગી અને મો ઢામાંથી થોડું પાણી નીકળી ગયું અને થોડીવારે કળ વળી એટલે તે બોલ્યો.

નવોપુરૂષ—આપ લોકતો અજબ કડવા તંબાકુ પીતેહો

મૈંતો ખુદ હજુરકે પીનેકી તંબાકુ હજુરકા હુકકે બદીરસે પીતાહું કયુંકે વહ હમેશા સચ્ચા દિલીદોસ્તહૈ. બીના ઉસ તંમાકુ મુઝે અચ્છા નહીં લગતા લીજીએ ? એકાદ ચિલમ તો હમેશા પાસહૈ. આપભી ઉસકી મઝા દેખિયે !

પેરેદારો—આપ જૈસે કીસ્મત વરકી બદોલત હમભી ખુદ હજુર કે પીનેકે તંબાકુ પીલે.

આ પ્રમાણે કહી તરત હજુરને પીવાની તંબાકુથી થી ચલમ ભરી અને " આપ લીજીએ. નહીંજી આપ પીએ " એવી રીતની કેટલીક મનવરો કર્યાબાદ પેરેગીરો ઘણી લહેજ્જતની સાથે હુકકો પીવા લાગ્યા અને મશાલાદાર, સુગંધીવાળી અને કડક તંબાકુ લાગવાથી નવા પુરૂષની વારંવાર ખુશામત કરવા લાગ્ય. અને ઝોંકાંખાવા લાગ્યા અરે ! તેઓતો જોનેતામાં નીચે પડયા અને બે ભાન થઈ ગયા. તરતજ હજુરી નોકરેતો કુંચી લઇ તાળું ઉઘાડયું અને અંદર પ્રવેશ કરી પ્રતાપસીંગ અને તીવ્રબુદ્ધિને બહાર કાઢયા અને આ ચારે બેભાન પુરૂષોને દેવડીમાં ફેંકયા અને તાળુ દેઇ રાજા, પ્રધાન અને નવો પુરૂષ શહેર બહાર નીકળી ગયા.

---

# પ્રકરણ ૧૦ મું

---

રાજા, પ્રધાન અને નવા પુરૂષે તો હવે નિર્ભયદુર્ગનો રસ્તો પકડયો. અડધી રાત્રી વીતી ગઇ હતી. વ્યાઘ્રાદીક વનચરોના ઘોર અને ભયંકર શબ્દો સિવાય બીજો કંઈ અવાજ કાને પડતો નહોતો. ધૈર્યવાળા પુરૂષોના મનને અસ્થિર કરી ભાન ભૂલવી નાંખે એવો અન્ધકાર ચારેતરફ

પ્રસરી રહ્યો હતો. રસ્તો મહા કઠિન હતો. સામી બાજુએથી કોઇ આવે છે, અરે નહીં પાછળથી કંઇક ફાડી ખાનારૂ પ્રાણી અગર પીશાચ આવી પ્હોચ્યો! આવી રીતના ભયાંન્વિત વિતર્કોનું સ્ફુરણ કરાવનાર ઉંચા નીચા રસ્તા, ગુફાઓ, ઢાળાવો અને ટેકરાઓ, ઘણાં ખીચોખીચ ઉગી નીકળેલા રાની વાંસડા આદિક વનસ્પતી અને મોટા મોટા કાળા પાશાણોથી ઢંકાઇ ગયા હતા. વાયુના સણુસણાટ શબ્દો અને પર્વતોમાંથી વહેતાં ઝરણોના ઝરઝર શબ્દો ઘુઘવાટા કરી રહ્યા હતા. કોઈ કોઇ ઠેકાણે તો ફક્ત બે પગ રહી શકે એવડા રસ્તા ઉપર ચાલવું પડતું હતું, અને બંને તરફ સો સો બસેં બસેં હાથનાં ઉંડાં કોતરો ઉપર આવેલા રસ્તા ઉપર ચાલનાર પુરૂષોની બેદરકારીનો નાશ કરી, સાવચેતી, ધૈર્ય અને એક ચિત્ત રાખવાની પ્રેરણા કરતાં હોય તેમ જણાતાં હતાં. તે કોતરોની અંદર દૃષ્ટી કરી રાખી ચાલનાર પુરૂષો ઉપર મોહીન થઈ જાણે પોતાની અંદર આકર્ષણ કરવાની વાટ જોતાં હોય તેમ જણાતાં હતાં. જેના ઉપર તે મોહિત થતાં તેને પ્રથમ ભય પમાડતાં, કંપાવતાં અને છેવટે ચકીત કરી નાંખી પોતાંની છાતી સાથે ચાંપતાં હતાં. પોતે જડરૂપ હોવાને લીધે તે જનોની પંચપ્રાણરૂપી ચેતન શક્તિને રજા આપતાં અને મનમાં આવે તો પંચપ્રાણથી રહિત જડવસ્તુને ગીધાદીક પક્ષિઓને શરણ કરતાં; અને મનમાં આવે તો કાળાંતરે સ્વસ્વરૂપમાં જોડી દેતાં અર્થાત આવાં સાંકડા રસ્તા ઉપર બેભાન અને બીન કાળજીથી કોનંરો તરફ એક દૃષ્ટિ કરી રાખી ચાલનાર પ્રાણી વિકલ થઈ તેમાં પડે એ નિઃશંક છે. અને અંદર પડયો એટલે તેના પ્રાણ રહેવા પણ દુર્લભ. પ્રાણ ગયો એટલે તેનું શબ ગીધાદીક પક્ષિઓનો ભોગ થાય અગર કાળે કરીને મટોડીરૂપ થઈ જાય એમાં

પણ કાંઈ આશ્ચર્ય જેવું નથી.

આવા ભયંકર જંગલમાં રાજા, પ્રધાન અને નવો પુરૂષ જાણે પથરાવાળા રસ્તામાં અથડાઇ પડવાના કારણથી અગર ભયથી અગર સાવચેતીની પદ્ધતી સાધ્ય કરવાના નિમિષે શાંત વૃત્તિથી ચુપચાપ રસ્તો કાપતા ચાલતા હતા. તેઓ પોતાના વિચારમાં લીન થઇ ગયા હતા! શોક અને હર્ષનાં મિશ્રિત ચિન્હોએ તેમના મુખારવિંદને આચ્છાદન કરી દીધું હતું. પ્હો ફાટતામાં તેઓએ આ કોતરવાળા ભયાનક માર્ગને ખુટાડયો અને આખરે એક સુંદર અને નિર્મળ ઝરા આગળ આવી પહોંચ્યા. નિર્મળ જળને અફળાઇને આવતી ઠંડી અને ખુશબોદાર પવનની લહેરો પ્રાતઃકાળની અવર્ણનીય શોભામાં વૃદ્ધિ કરતી હતી. કીનારે કીનારે સપાટ રસ્તા ઉપર ત્રણે જણ ચાલતા હતા તેવામાં તિવ્રબુદ્ધિએ નવા પુરૂષનો હાથ પકડીને મધુર સ્વરે જરા મ્હોડુ મલકાવીને કહ્યું કે, "ધન્ય છે! હે સામંત, ત્હારા જેવા મિત્રને! કે જેના પ્રતાપ અને પ્રજ્ઞાનથી હું અને મહારાજા પ્રતાપસિંહ કાળરૂપી ગુણાન્ધના પંઝામાંથી મુક્ત થયા છીએ. અહા! હજારો મીત્રો અને સંબંધીઓ થોડા દીવસ પહેલાં મારી પાસે બેસતા, ઉઠતા, ફરતા અને જમતા હતા. હાં કહેતા પહેલાં હોંકારો ભણતા. આ સઘળામાં કોઇને નોકરીની લાલચ હતી, કોઇને ધનની, કોઇને માનની, કોઇને ભવિષ્યમાં રાજ્યકિય વિષયોમાં પ્રશંસા પામવાની, કોઇને પોતાના સંબંધીઓને ઉંચી પાયરીએ ચઢાવવાની, કોઇને કંઈ જમીન યા લેણા દેણા બાબતની ફરીઆદમાં ફતેહ મેળવવાની, કોઇને ગુન્હામાં નિર્દોષ ઠરી છુટવાની. ઈત્યાદી અનેક કારણોથી તે મારી સાથે મધુર ભાષણ કરતા. ગુપ્ત વાતો કહેતા, બીજા અમલદારોની ચાડી ચુગલી કરતા, મારી પ્રશંસા કરતા, મારા ઉપર સ્નેહ

બતાવતા અને ઘણી વખત મારા પુત્રના હાથમાં સાકર, રૂમાલ, પતાસાં અને દ્રાક્ષાદિક મેવા મુકતા, અને કોઈ કોઈ વખત તો મારા ઘણા ઘણા આગ્રહ છતાં પોતાને ઘેર જમવાને તેને માટે તેડી જતા. કેટલાક તો વળી મારા વૈભવ ઉપર મોઝ ઉડાવતા અને મારી સાથે મળી જઈને યુક્ત વિચારોના બળવડે તેમનું કાર્ય સાધી લેતા. અને યાવ જીવિત મારી સાથે મિત્રભાવ રાખવાનું અભય વચન આપતા. અરે! પણ આવા સંકટની વખતે તો તે સઘળા કયાં ગુમ થઈ ગયા? કયાં સંતાઈ ગયા? તેમનો કંઈ પત્તો પણ જણાતો નથી. ખરેખર! કારણવસાત ઘણા મિત્રો થાય છે અને તે કારણ ફક્ત પોતાની મતલબ સાધવા સિવાય બીજું કંઈ હોતું નથી. સુખની વખતે ઘણા મીત્રો મળી આવે છે અને સુખના નાશની સાથે મીત્રભાવનો પણ નાશ થયા સિવાય રહેતો નથી. વસ્તુતઃ આવા સ્વાર્થી દુષ્ટોને મિત્ર કહેવા એ કેવળ મીત્ર શબ્દને લાંછન લગાડવા જેવું છે. જે મીત્ર છે તેજ મીત્ર રહે છે. હે સામંત! મને અને મહારાજાને આવા સંકટમાંથી છોડાવવાને તેં તારા પ્રાણની પણ દરકાર રાખી નથી; તેં જે કામ કર્યું તે ભય ભરેલું અને મહા કઠિણ છે. અને હું તારો ઘણોજ આભારી થયો છું. અને પુરેપુરો તેનો બદલો આપવાને પણ અસર્થ છું." મહારાજાએ પણ ગળગળા સ્વરે કેટલાક મધુર સ્વરોથી સામંતની સ્તુતિ કરી. એકદમ તીવ્રબુદ્ધિનો હાથ છોડી દઈને તેના પોતાના મુસ્તકને મહારાજાના ચરણમાં મુકયું અને બંને હસ્ત જોડીને કહેવા લાગ્યો. "સ્તુતિને અગર ધન્યવાદને હું પાત્ર નથી. મેં કંઇ પરોપકાર કર્યો નથી. અપેક્ષા વગર સ્વાર્થપરાયણ મારૂં કૃત્ય છે. મિત્ર તરીકે મારી ફરજ હતી તે મેં યથા શક્તિ બજાવી છે. તેમાં મેં કંઈ નવાઈ કરી નથી. દેવું

આપવું એ કંઈ બક્ષિસ કહેવાય નહી.

આ પ્રમાણે એકએકની સાથે વાતચિત કરતાં કરતાં પેલી ગુફા આગળ જઇ પહોંચ્યા અને તેની અંદર સુખે સુતે પ્રવેશ કરીને નિર્ભયદુર્ગમાં આવેલા મહેલની અંદર જઇ રહ્યા. કુંવર, કુંવરી, રાણી, અને નોકર ચાકરો ઘણા ખુશી થયા. વાંચનારના સમજવામાં આવ્યું હશે કે રાજા પ્રધાનને આનંદપુરના બંદીખાનામાંથી છોડાવનાર નવો પુરૂષ, રાણી અને કીશોરીને આનંદપુરથી વિજય દસમીને દીવસે આ દુર્ગમાં સહી સલામત લાવનાર, અને ઉદયસીંહની સાથેના આવેલા સરદારને ગુફામાં પેસતાં ઘાયલ કરનાર, તીક્ષ્ણબુદ્ધિનો મિત્ર સામંન હતો.

---

# પ્રકરણ ૧૧ મું

---

જે દીવસે, અનંતપુરના મહારાજા વીરભદ્રનો કુંવર પ્રેમસેન આ દુર્ગની લતા મંડપમાં નિંદ્રાને આધિન થયો હતો, અને કિશોરી અને તેની દાશી અહીં આવી હતી, તે દીવસે આજકાલ કરતાં પ્રતાપસીંહના પદભ્રષ્ટ થયા પછી અહીં આવી વાસ પૂર્યાને પાંચ વર્ષ સંપુર્ણ થયાં હતાં. મકાન ઘણું ભવ્ય બનાવ્યું હતું. બાગ બગીચાની શોભા અનંત હતી. એક સારૂ તળાવ બાંધ્યું હતું. આરસના રસ્તાઓ, છોબંધ સુંદીર ચોક અને લતા મંડપો, ચક્ષુને આનંદ આપતા હતા. માણુસોની સંખ્યામાં પણ વધારો થયો હતો. વાસ્તવે આ દુર્ગ એક સુંદીર ગામડાની ગરજ સારતો હોય તે માફકે થઈ રહ્યો હતો. આ દુર્ગની હાલની હાલતનું વર્ણન આપણે પહેલાં કરી ગયા છીએ, માટે

ફક્ત એટલુંજ કહેવું બસ છે કે પ્રતાપસીંહ, તેમની રાણી અને પુત્રી કીશોરી, પ્રધાન તીક્ષ્ણબુદ્ધિ, ઘણા સરદારો, સીપાઇઓ, અનુચરો, તુરંગોપચારકો, દાસીઓ, ફ્રતો વિગેરે અસંખ્ય માણુસોનો જમાવ થયો હતો. તલવારો, જમૈયા, ખડગ, ભાલા, ધનુષ્ય, બાણના ભાથા, બંદુકો, તોપો, (શતઘ્ની) વજ્ર, છરા, ફરસી, કટાર, અંકુશ, જંજાલ, ગુપ્તી, ત્રિશુળ, વિગેરે લડાઇના અનેક આયુધો બે ચાર દીવાનખાનામાં હારબંધ ઉપરા ઉપરી ટાંગી દીધાં હતાં. શ્યામાદીક રંગના એક હજાર ઉંચા, મજબુત અને પહાડી ઘોડાઓથી પાયગા શોભી રહી હતી. આ પાયગાના સાત ભાગ પાડવામાં આવ્યા હતા. અને દરેક વિભાગમાં જુદી જુદી જાતના ઘોડાઓ રાખવામાં આવ્યા હતા. દરેક ઘોડા પાછળ એક એક ખાસદાર નીમવામાં આવ્યો હતો. એક ભાગમાં ચક્રવાક જાતના ઘોડા તથા બીજામાં ઉત્તમ ફળને આપનાર મલિકાક્ષ ત્રીજામાં શ્યામકર્ણ ચોથામાં પંચકલ્યાણી, પાંચમામાં અષ્ટમંગળ, છઠ્ઠામાં ચિંતામણી, અને સાતમામાં જયમંગળ એવી રીતની યોજનાથી ઘોડાઓ બાંધાતા હતા. દરેક વિભાગના ઘોડાઓ પાછળ પાંચ પાંચ ચાબુક સ્વાર અને એકેક હકીમ રોકયા હતા ઉંટ, ટટ્ટુ, ખચ્ચર વિગેરે ભાર વહેનારાં જાનવરોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો હતો. લાંબી મુદત સુધી પાંચહજાર માણુસોનું ગુજરાન વગર મુશ્કેલીએ ચાલી શકે એટલી ખોરાકી મોટા મોટા કોઠારોમાં ભરી મુકી હતી. લસ્કરની સરદારી કુમાર ઉદયસિંહને આપી હતી. પ્રતીદીન અમુક વખતે કવાયત અગર ડીલ થતી હતી; અને ઉદય સીંહ. પ્રતાપસીંગ અને શામંતની તે ઉપર ઘણી દેખરેખ અને ઉપરીપણું રહેતું હતું ગુપ્ત રાજ્યદ્વારી વિચારો, તર્કીબો, ભવિષ્યમાં કરવાનાં કૃત્યોની ગોઠવણ અને બીજી

વળી આવા પ્રકારની બાબતો ઉપર મુખ્યત્વે કરીને તીવ્રબુદ્ધિનું ધ્યાન ખેંચાતું હતું ટુંકામાં કંઈ પણ વાતની મણા રહી નહોતી. લડાઇની સામગ્રી તૈયાર હતી. પણ પાઠકો એ યાદ રાખવું જોઇએ કે જ્યાં સુધી ગુણાન્ધના દરબારમાં કંઇ ફાટ ફુટ થઇ નહોતી. ત્યાં સુધી આ સઘળું તેની અક્ષૈણી સેના સામે કંઇ પણ ઉપયોગનું નહોતું. તીવ્રબુદ્ધિ આ વાતની ફીકર વીનાનો નહોતો; પણ અત્યાર સુધીતો પોતાની તર્કીબોમાં ફાવ્યો નહોતો પણ ઈશ્વરેચ્છા બલીષ્ટછે. જીવતો મનુષ્ય કોઇ દીવસે પણ ભદ્રા પામશે.

પાઠકો થોડો વખત અહીંથી પાછા ફરી જરા આનંદપુરની ખબર લઇએ અને ગુણાન્ધના દરબારની ચરચા જોઇએ. રૈયતની હાલત અને ન્યાયનાં સાધનો વિગેરે તપાસીએ. આવો ! આ પુર્વ તરફના દરવાજામાં પ્રવેશ કરીએ. ઓહો ! ઘરો ઘણાં શુશોભીત અને પથ્થરની બાંધણીમાં છે. બજારમાં સામસામી સરખી લાઇનમાં દુકાનો આવી રહી છે. અને આ શહેરની મુલાકાત લેવા આવનાર માણુસને ભુલ ખવડાવી દે તેવાં એક સરખી બાંધણીનાં મકાનો જાણે વાદળાં સાથે મળેલાં હોય તેમ નીચેથી દેખાય છે. નગર ઘણું વિસ્તીર્ણ છે અને જલસિકત રાજ્ય માર્ગો ઉપરથી મોટી મોટી ગલીઓ અને પોળોમાં જવાય છે અહો! આ નગર એક વખત શિલ્પીઓ સુતમાગધો અને ગામડાથી અને દુર દેશોથી વ્યાપાર અર્થે આવેલા ક્રયવિક્રયિકો અસ્ત્રવિધ્યામાં નિપુણ શિઘ્ર અસ્ત્ર ચલાવનારા અને અસહાય શબ્દના સંહારે બાણ ફેંકનાર યોદ્ધાઓ સાગ્નિકો, વેદવેદાંગના જાણનારા અને અષ્ટગુણસંપન્ન બ્રાહ્મણો અને કુબેરની સમાન ધનાઢય પુરૂષોથી આવૃત હતું. પણ હાલતો ઘણોજ ફેરફાર થઈ ગયો છે. જમાનો કેવળ ઉલટ સુલટ થઈ ગયો છે. વિષયભોગી, નૃશંશ, કેવળ

પોતાનુંજશ્રેય ઇચ્છનારા, કપટીઆ, દુરાચરણી, કપટી નિ-ષ્ઠુરહૃદયવાળા, ચુગલીખોર, ખુશામતખોર, અને પોતાના દુઃખે તેમજ બીજાના સુખે બળનારા મનુષ્યો ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. અધિકારીઓના ત્રાસથી ઠામ ઠામ બુમાટ થઈ ગયો છે સીપાઈઓ, તલાટીઓ, અને બીજા અમલદારો જોરજુલમથી વણિકો પાસેથી અન્નાદિત ખરીદ કરે છે ખરી-દ કરવાનું, તો ફકત નામ છે પણ ખરૂં જોઇએતો તેના પૈસા પણ પુરેપુરા આપતા નથી તો નફાની વાત તો કયાં કરવી. નિચ શુદ્ર લોકો પાસે પોતાની ખાનગી વેઠો કરાવે છે. રૈયતને રંજાડે છે. અને પોતાના બાળ બચ્ચાંનું ગુજરાન નભાવવા જેટલી રકમ જોઇએ તેનાં કરતાં બમણી રકમતો અમલદારોનાં મન ખુશ રાખવા અને તેમના પેટ ભરવા સારૂં કમાવવી પડે છે, આજતો ફલાણા શેઠને ઘેર ખાતર પડયું, આજતો ફલાણાનાં ઘરબાર લુંટી લીધાં, એવી બુમો વિનાનો એકે દીવસ પણ ખાલી જતો નથી. વાંચનારને યાદ હશે કે ગુણાન્ધે ઘણા રાજાઓને રાજ્ય આપવાની લાલચથી પોતાની મદદમાં લીધા હતા, પણ પ્રતાપસિંહને પદભ્રષ્ટ કર્યા પછી તે સઘળા રાજાઓ સાથે ગુણાન્ધને લડવુ પડયું હતું તેથી ખરચનો બોજો ઘણો વ-ધી ગયો હતો અને તીજોરીમાં નાણાની તંગાસ પડી હ-તી આ ખોટ પુરી કરવાને સારૂં રૈયત ઉપર ઘર વેરો પા ણીવેરો, દાણવેરો, કમાણીવેરો, અને બીજી અનેક ધાતુ ઓ ઉપર અને હરનીશ ભોજનના કામમાં આવતા પદાર્થો ઉપર વેરો નાંખવામાં આવ્યો હતો, રૈયતના દુઃખમાં હ-વે બીજું શું બાકી હતું? ન્યાય તરફ જોઇએ તો ચોકી દારોજ પોતે ચોરીઓ કરતા અને કરાવતા, ન્યાયાધિશો રૂશવત લેઈ મુકરદમાં ચુકવતા ફરીયાદી ઉપર અમીની ન જર રાખવામાં આવતી ન હોતી, પણ ઉલટું તેના સંબં-

ધીઓ ઉપર શક લેવામાં આવતો અને આ કારણથી દરેક સખસ કચેરીએ ચઢતાં ઘણું બ્હીતો કોઇએ કંઇ ફરીયાદી કરી અને વખતે ચોરીનો મુદ્દામાલ પકડાયો તો પોલીસ અમલદારો અને મુખીઓ જાણે તેમના બાપદાદાની મીલકત હાથ લાગી હોય તેમ છુપી રીતે વહેંચી લેતા, વેપાર રોજગાર મંદો પડી ગયો હતો. દાણુના ડરથી દેશાવરથી માલ આવતો જતો બંધ થઈ ગયો હતો. વેપારની ખામીને લીધે લોકો ગરીબ સ્થીતીમાં આવી ગયા હતા અને પોતાનું ગુજરાન નભાવવું પણ મુશ્કેલ થઇ પડયું હતું. કર ભરવામાં કસુર થતી તો ગુણાન્ધનું લશ્કર આવી ઘરબાર લુંટી લેતું આવી રીતે રૈયતને ઘણુંજ સંકટ સહન કરવું પડતું હતું. ગુણાન્ધના દરબારમાં ઘણું પોગળ ચાલતું હતું. નોકર ચાકરોને ચઢયો પગાર મલતો નહીં. નાંણા માટે મોટીમોટી પદવીઓ અને હોદાઓ વેચવામાં આવતા. ચાડીઆ અને ખુશામતખોરોની વાતો સાંભળવા આડે ગુણાંન્ધને બીલકુલ રાજ્ય કાર્ય કરવાને વખત મળતો નહીં. વખતે નવરાશ મળેતો જનાનખાનામાં પડી રહેવું અને હજુરી રાજ્યની બાબતમાં કાગળીઆં લેઇને આવેતો તે ઉપર મતાં મારવાં અંદર શું હકીકત લખી છે તે ઉપર કંઈ ધ્યાન આપવામાં આવતુ નહીં. રૈયતની જુના વખતની માલકીની જમીનના અમુક મુદતમાં દસ્તાવેજ રજુ કરવાને માટે જાહેરનામાં કાઢવામાં આવતા અને જો કોઇ દસ્તાવેજ રજુ કરે નહીંતો તેની જમીન હરાજ કરી દેવામાં આવતી આ પ્રમાણે નાંણું ઉત્પન્ન કરવામાં આવતાં હતાં. ટુંકાણમાં કહીએ તો ગુણાન્ધના વખતમાં આનંદપુર કેવળ શોકાતુર થઈ ગયું હતું. દયા ઉપજાવે એવો રૈયત ઉપર જુલમ થતો હતો અને રાજદ્વારી પુરૂષોમાં ઘણી ફાટફુટ થઇગઇ હતી.

# પ્રકરણ ૧૨ મું

પાંચમા પ્રકરણમાં આપણે કહ્યું કે આનંદપુરના મહારાજા વિરભદ્રના ઉત્તમગણાદિ ચાર દૂતો સરોવર ઉપર બેઠા હતા જે સરોવરમાં તરૂણ પુરૂષો તરતા હતા. અને જ્યાંથી તરૂણ સ્ત્રીઓ જળ ભરી નગર તરફ જતી હતી તે નગરનું નામ આપણે ઉપર વર્ણન કરી ગયા તે આનંદપુર હતું હરણની પાછળ પડતાં માર્ગ ભુલી જઈ પર્વતોમાં રખડી છેવટે એક ગુફામાંથી નીકળી એક બાજુના દૂર્ગનાં એક લતામંડપમાં સુતેલો વીરભદ્રનો પુત્ર પ્રેમસેન આપણે ઉપર વર્ણન કરી ગયા તે નિર્ભય દૂર્ગનો પરોણો હતો નિર્ભય દૂર્ગ અને આનંદપુરનો આટલો હેવાલ કહી હવે આપણે આનંદપુરના સરોવર ઉપર જઇએ.

અહીં રાજગણ ઉભો છે. જુવે છે તો ઉત્તમગણ, નામસી અને પૃથુધીર ત્યાં દેખાતા નથી. તે ઘણો ગભરાયો અને થોડી વારે ધૈર્ય લાવીને ચોતરા ઉપર બેઠો અને જે સ્ત્રી પાસેથી હમણાંજ આવ્યો હતો તે સ્ત્રી આગળ પુનઃગમન કરી આ હકીકત કહવાનો તેણે નિશ્ચય કર્યો ચોતરા ઉપર બંને હાથ ટેકી પગ જમીન તરફ લંબાવી જેવો રાજગણ ઉતરવા જાય છે તેવામાં પેલી પ્રેમસેનના વિયોગથી આર્ત્ત થયેલી જણાંતી સ્ત્રીને પોતાની તરફ આવતી દેખીને જરાક ખમચાયો અને લાંબે સ્વરે બોલ્યો" પધારો દેવી! આપની પાસેજ હું આવવાનો હતો. પણ કૃપા કરી આપે અહીં સુધી આવવાની મહેનત લીધી તેને માટે આપનો આભારીછું ઉત્તમગણ; નામસી અને પૃથુધીર તો અહીં નથી એકાએક તેઓ કયાં પલાયણ કરી ગયા તેની

સમજ પડતી નથી તેથી મુઝાઉંછું. વધારે મુઝાવવાનું કારણ, ખરૂં પૂછાવોતો આપ સ્ત્રી જાતીનું રાત્રિની વખતે શહેરથી આટલે બધે દૂર આ સરોવરના પડખામાં આગમન છે. માટે હે દેવી! આ બાબતનો સવિસ્તર ખુલાસો આપી મારી આ શંકાનું ઉચ્છેદન કરો એજ કેવળ આપની પ્રત્યે મારી સ્તુતિ છે.

સ્ત્રી—પુત્ર નિડર રહે. તે સઘળું તું થોડા વખમાં જાણીશ. શોકાર્દ્ર અગર ભયભીત થઇ મુંઝાવાનું કંઈપણ કારણ નથી. સાવધાન થા અને જરા મારી પાછળ આવ. આપણે પ્રેમસેનનો પત્તો લાવીએ. જે કાર્ય માટે તમને આજ્ઞા કરવામાં આવી છે તેજ કાર્ય ફ્રરીભુત કરવાને તત્પર થાઓ. અને અન્ય તપાસ અને વાકવિનોદ જવાદો. તેમાંજ તમારૂં શ્રેય છે. તેમાંજ તમારો જશ છે અને તેમાંજ તમારૂં પરાક્રમ છે.

રાજગણ—દેવી ! એક પક્ષે આપનું કહેવું યથાસ્થિત છે. પણ જે મનુષ્યને આપણે જાણીએ છીએ અને જેના ઉપર આપણો વિશ્વાસ છે તેવા વિશ્વસ્ત મનુષ્ય ઉપર પણ અતિવિશ્વાસ કરવો એ અમારા દૂતોનો ધર્મ નથી. તો પછી જેનું કુલશિલાદિ હું જાણતો નથી, જેના વિશે આશંકાઓથી મારૂં મન ઉભરાઇ ગયું છે, અને જે સ્ત્રીજાતી છે તેના ઉંપર વિશ્વાસ કેવી રીતે ચોંટે? દેવી ખોટું માનશો નહી? આપતો સમર્થ અને સુંદીર છો માટે મારી સ્તુતિ સ્વિકારી મારી આશંકાઓ દૂર કરો. હું તો આપનો બાળક છું.

સ્ત્રી— ( ક્રોધે ભરાઇને ) " રાજગણ! મારા ઉપર તારો વિશ્વાસ ચોંટતો નથી. તું મને વિશ્વાસને પાત્ર

જાણતો હતો. મારા ઉપર વિશ્વાસ નહીં રાખવાનું કહેનારા પંડીતો તે પુરૂષોજ હતાની! પછી પોતા પોતાની જાતીનો તેઓ પક્ષપાત કરે એમાં શું નવાઈ છે? લ્યો ઠીક! માનો કે પંડીતોનું ખરૂં છે ત્યારે સ્રીઓએ પુરૂષનો વિશ્વાસ કરવો નહીં અને તેમનાથી ઘણું સંભાળીને ચાલવું એ કંઇ ખોટું છે? શું પુરૂષો સ્રીઓનું વિશ્વાસનુ પાત્ર છે ખરેખર! કોઈ દિવસ નહીં સ્રીઓતો સ્વભાવથીજ દુર્બળ હોય છે. હમેશાં તે પરતંત્ર છે બચપણમાં માબાપને, યુવાવસ્થામાં પતિને અને સસરાને અને વૃદ્ધા વસ્થામાં પુત્રાને આધીન તેઓને રહેવું પડે છે સ્વેચ્છાથી કંઇ પણ કાર્ય કરવાને તે શકિતમાન નથી. પીતા પુત્ર અગર સ્વામીની સલાહ અને સંમતિ સિવાયના તેમના મનોરથ તેમના મનમાંજ રમણ કર્યા કરે છે અને પુર્ણ થવા પામ તા નથી. આ પ્રમાણે હોવાને લીધે તે બિચારીઓ જેમ દોરવે તેમ દોરાયછે હવે વિચાર કર અને તને સ્પષ્ટ માલમ પડશે કે કુલટા અને દુરાચર-ણી સ્રીઓ વિશ્વાસભાજન નથી તેથજ લંપટ, નિર્લજ, દાંભિક, કપટી, અને ચૌર્યવૃતિથી રહેના રા પુરૂષો પણ અવિશ્વત કહેવાય છે માટે, હે વ ત્સલ! શ્રદ્ધારહિત થામાં સવિસ્તર ખુલાસો આપી તને શાંત કરવા જેટલો વખત નથી માટે ત્વરા થી મારી પાછળ આવ.”

રાજગણુ—હે સુંદીર ભ્રકુટીવાળી! હે દેવી! હે ભગીની! જરા ધીરજ પકડો શાંત થ,ઓ દાક્ષ્ય, સાવધનતા, અને ગતિ રાખી અને યોગ્ય તપાસ કર્યા પછી કાર્યનો સંમારંભ કરવો, અને અમુક કાર્યમાંથી પરીણા

મે તે સફળ વા નિસફળ થશે અથવા સારૂ અગર નરસું ફળ મળશે તેનો પૂર્ણ પૂર્વાપર પ્રથમથીજ વિચાર કરવો. પણ એકદમ સહાસ કરવું નહીં એ વળી અમાતા દુતોનો ધર્મ છે. સ્ત્રીઓ વિશ્વાશભાજન કરતી નથી, એવું મહાત્માઓના કહેવાનો તમે આદરસત્કાર કરતાં જણાતાં નથી. કોઇ પણ અમુક વિષયમાં ઉંડા ઉતર્યા સિવાય આપણો અભિપ્રાય જણાવવો એ પાછળથી હાસ્ય ને પાત્ર થઈ પડે છે. વગર વિચારે મહાન પુરૂષો ઉપર પક્ષપાતાદી દોષનો આરોપ કરવો એ કેવળ આપણી બુદ્ધિની શિથિલતા જણાવે છે. સ્ત્રીઓ નિર્બળ છે, પરતંત્ર છે, અશકતી માનછે એ બધું ખરૂં પણ કપટ, વિશ્વાસઘાત, ધૈર્ય ઇત્યાદિક દોષોના આચરણને માટે બળ, સ્વતંત્રતા અને શકિતની ખાસ આવશ્યકતા નથી પરતંત્ર અને નિર્બળતા વસ્તુતઃ તેમના મનને અસ્થિરકરી નાંખે છે. અને આજ કંઈ કાર્ય કરવાને સંકલ્પ કર્યો હોય તો કાલને માટે તેને પડતું મુકીને તેનાથી વિરૂદ્ધ કાર્ય કરવામાં તેઓનું આ દ્રઢ મન પ્રવૃત થાય છે. સામાન્ય રીતે આ દોષો સ્ત્રીઓનામાં સ્વભાવિક હોયછે. તેટલાજ કારણથી મહાત્માઓએ સ્ત્રીઓને વિશ્વાસનું પાત્ર ગણ્યું નથી. સર્વ ગુણસંપન્ન દોષથી અને આચાર રહિત સ્ત્રીઓ મળવી તો દુર્લભજ વળી હે દેવીં ! પુરૂષોને માટે આપની જે ઉક્તિ છે તે સાધરણ રીતે સત્ય છે પણ તેમાં ઘણા ભેદ છે. સંતોષ વૃત્તિવાળા અને દંભ કામ ક્રોધાદીક દોષથી રહિત પોતાના પતિ પ્રત્યે દ્વેષ બુદ્ધિથી સ્ત્રીઓએ દ્રષ્ટિ કરવી નહી. તેમના ઉપર વિશ્વાસ રાખવો, અને તેમની સાથે દ્રઢતર પ્રીતિ અને અવિચ્છિન્ન ભક્તિ રાખવી. અન્ય પુરૂ-

ષનો સંગ કરવો નહીં. એકાંતમાં તેમની સાથે બેસવું ઉ-ઠવું નહીં અને તેઓ વિશ્વાસુ હોય તો પણ તેમનો વિશ્વાસ કરવો નહીં. અન્ય પુરૂષની સાથે, પિતા ભ્રાતાદીક સંબંધના પ્રમાણમાં, વિશ્વાસ, અને એકાંત વાસમાં ફારફેર પડે છે. વિધવા સ્ત્રીઓએ તો પુરૂષોનો સ્પર્શ પણ કરવો નહીં. તેમની સાથે એકાંતમાં ભાષણ પણ કરવું નહીં વખતે તે મારા ઉપર કુદ્રષ્ટિ કરે, વખતે લોકમાં નિંદા થાય અને મિથ્યા કલંક ચોટે, વખતે મને અબળાને તે ફંદામાં નાંખે, વખતે મને ભ્રમિત કરે ઈત્યાદિક વિચારો કરીને પરાયા માણસોનો મૂળગોએ વિશ્વાસ કરવો નહીં એ તેમનો પરમ ધર્મ છે. હે દેવી ! તમે રાત્રીની વખતે વજર જેવી છાતી રાખીને અહીં પધાર્યા છો. મધુર અને પ્રીય વચનો બોલો છો. અમારૂં જે કાર્યના પ્રસંગે નીકળવું થયું છે તે કાર્યમાં પણ આપની બુદ્ધિએ પ્રવેશ કર્યો છે. સુંદીર આભુષણોથી તમારી મનોહર કાંતિ પ્રકાશ મારી રહી છે. વળી સ્વતંત્ર દેખાઓ છો. માટે હવે વિલંબને તજીદો અને આપના વિશે મને સંપુર્ણ ખુલાસો આપી મારી આશંકાઓમાં વૃદ્ધિ થતી અટકાવો. ”

સ્ત્રીઃ—હે વત્સ. તું હવે મારૂ કહેવું માનવાનો નથી, તને મારા ઉપર વિશ્વાસ બેસવાનો નથી કારણ કે હજી તારામાં બાળક બુદ્ધિનો અંશ રહ્યો છે. તારી બુદ્ધિ પરિપ્કવતાને પામી નથી. કાચી બુદ્ધિનો માણસ પોતાની હિતાહિત વા શુભ શુભનો વિચાર કરતો નથી પણ સ્વચ્છંદ અને તુરંગને આધીન થઇ “ ગર્ધવનું પૃચ્છ પકડયું તે પકડયુ” તે પ્રમાણે એક જક પકડી રહે છે અને મિથ્યા કરે :છે. આ પ્રમાણે દૈવ વશાત આવી મળેલી અમુલ્ય વાકવિનોદ તકને તે ગુમાવે છે.

અને પાછળથી પ્રશ્ચાતાપ કરશે વાહ! વાહ! (ખડ ખડ હસે છે અને રાજગણુનો હાથ પકડે છે.) આનંદપુરના મહારાજાને ત્યાં તમારા જેવા દુતોથી જો કામ લેવામાં આવે તો આખી પૃથ્વીનું તો શું પણ સ્વર્ગનું રાજ્ય વિરભદ્રને પ્રાપ્ત થાય અમાત્યપદ તો આપનેજ મળે! જાણી તમારી બુદ્ધિ અને જાણ્યું તમારૂ ડહાપણુ. ચાલો પ્રેમસેનની ભાળ લાવીએ. એક તો તમારી બાળક બુદ્ધિથી થતુ હાસ્ય અને બીજુ પ્રેમસેનના વિયોગનો તાપ! હોય! માણુસ માત્ર ભુલને પાત્ર છે. એક વખત ભુલ થઈ તો બીજી વખત સુધારી લેવી, પણુ જે થઇ ગયું તેના માંટે શોક કરવો નહી.

સ્ત્રીનાં મધુર વચન, કટાક્ષ, હાવભાવ અને એક જાતની વિચિત્ર બોલવાની છટા જેનું વર્ણુન આપવાને આ અણુકસાયલી કલમ અશકત છે તે ભલભલા માણુસને ગોથાં ખવડાવી દેછે તો પછી પંદર સોળ વરળની વયનો આ રાજગણુ તેનાથી ભોળવાય એમાં શું નવાઈ છે? જો કે આસ્ત્રી ઉપર તેનો પુરેપુરો વિશ્વાસતો બેઠો નહીં હતો પણુ પોતાનું કાર્ય ત્વરાથી સાધવાની લાલચથી તે ફસાયો અને પ્રેમસેનની ખોજના વિષે ઠગવાને આવેલી પ્રપંચથી ભરેલી તે મધુર મુખી સ્ત્રી સાથે તળાવના પડખામાં થઇ ઉભા વગડામાં નીકળી પડયો.

---

## પ્રકરણુ ૧૩ મું

---

નિર્ભય દુર્ગમાં પવન મહેલના સુંદીર અલંકારો, વિ-

ચિત્ર ચિત્રોથી આચ્છાદન થયેલા સુંદીર દીવાનખાનામાં કીશોરી એક રત્નજડિત પલંગ ઉપર આડી પડી છે દાસી પણ નજીકમાં ખુરશી નાખી બેઠી છે. દીવાનખાનાની દીવાલો મોટા મોટા કાચથી શણુગારેલી છે રોશનીને માટે સળગાવેલી હાંડીઓ, બત્તીઓ, અને ઝુમરોના પ્રતિબીબ તે કાચમાં પડી જાણે કાચની અંદર દીવા હજારો બળતા હોય તેમ દેખાવ આપે છે. ઝકઝકાટ પ્રકાશ આખા દીવાનખાનામાં વ્યાત્પમાન થઈ રહ્યો છે. સઘળી બારીઓ ખુલ્લી મુકેલી હોવાથી પાસેના ઉપવનમાંથી શીત, મંદ અને સુગંધીમય એવા ત્રણ પ્રકારનો પવન મોહથી વિહ્વલ થયેલી કિશોરીના કામમાં વૃદ્ધિ કરે છે. દાશી ઘણું ઘણું કહી તેને સમજાવે છે પણ તે એકની બે થતી નથી એટલુંજ નહીં પણ ઉલટાં તેનાં વચનો કામ બાણથી ઘાયલ થયેલા કિશોરીના આરા હૃદય ઉપર ઘાનું કામ બાણથી પોતાની મનહર છબી પ્રેમસેનની પાસે ગલીચા ઉપર નાંખી તે હમણાંજ આવી હતી પણ તેના મનમાં દૃઢતા રહી નહીં. એ તરૂણ પુરૂષ કોણ હશે, અહીં કેમ આવ્યા હશે, આ સ્થળે તમને શું પ્રયોજન હશે વિગેરે હકીકત જાણવાની તે ઘણી આતુરતા અને બેચેની બતાવવા લાગી. દાસી ઘણી ચતુર હોવાથી સઘળી વાત સમજી ગઈ અને સમયને ઓળખી લેઇને કીશોરીને ધીરજ આપવા લાગી.

દાસી—હે કિશોર વયવાળાં, ચંદ્રસમાન સુંદીર મુખવાળાં દેવી, આપનો મોર અને કોયલના જેવો મધુરસ્વર આજ ગરગળો થઈ ગયો છે. આપના કમળ સમાન ચપળ નેત્રો વિકશાઈ ગયાં છે. આપ ઘણાં ખેદયુક્ત અને વિચાર શુન્ય થયાં છે. આ પ્રમાણે અધિરા થવું એ આપનું ભુષણ ન-

થી. જરા સાવધ થાવો આજે મધ્યાનકાળ પછી આપનાં માતુશ્રીએ મને બોલાવી હતી. આપના પુજ્ય પિતાજી પણ ત્યાંજ બીરાજ્યા હતા. તમારા વિવાહ વિષે ત્યાં કેટલીક વાત નીકળી હતી.—

આટલુ કહેતામાં કિશોરી એકદમ ચમકી ઉઠી અને સાવધ થઇ પલંગ ઉપર બેઠી થઇ. રાહુએ ગળેલો ચંદ્ર ગ્રહણથી મુકત થઇ જાણે બહાર નીકળી આવ્યો હોયની તેમ કામ તરંગે ગળેલી કીશોરી શોકથી મુકત થઈ બેઠી થઇ. સુંદીર પરવાળા જેવા કીંવા ગલોડાં જેવી મનોહર રતાશવાળા તેના હોઠ જરાક ઉઘડી ગયા અને તેમાંથી મોતી અને શ્વેતમણીસમાન ઉજળી અને દાઢિમના દાણા સમાન આકારવાળી તેની દંતાવળી દેખાઈ આવી. શોકની વાતતો વિસારી ગઇ અને દાસીની નજીકમાં જઈ મધુર સ્વરે બોલી.

કિશોરી—હે લલીતા, મારી સઘળી દાસીઓમાં તું મને વધારે પ્રિય છે. હાવભાવ ઉપરથી પ્રકૃતિની પરિક્ષા કરવાની તારી શકિત મને એકથી વધારે વાર ડંખ પમાડી ચુકી છે. તને દાસી કહી હવેથી હું બોલાવીશ નહીં. તું મારી પ્રિય સખી છું જ્યારે અમે આનંદપુરથી નાસી આવ્યાં ત્યારે નિર્દોષ અને નિમકહલાલ તારા પિતા આ દુર્ગની બહાર આવેલી ગુફા આગળ સામંતની અજીત તલવારથી ઘાયલ થયા હતા અને ત્યાર બાદ થોડા દીવ તેમણે આ દુનિયાનો ત્યાગ કર્યો હતો તે વાત તો તું પણ જાણે છે. તારા પિતા મહારાજની ફોજમાં નોકર હતા. અને અમારા સમાન કુળના ક્ષત્રિય અને સુભટ હતા તે વાત મેં થોડા દીવસથી જાણી છે હે બ્હેન ! થયેલા અપરાધને માટે તારી પાસે મારી મા-

ગુ છું, અને આજથી સંકલ્પ કરૂં છું.

લલિતા—અરે બેન, આપતો મારી સાથે ઘણાં માયાળુ સ્વભાવથી વર્ત્યા છો અને મારી ઉપર ઘણી પ્રીતિ રાખો છો માટે હું આપની હમેશની ઓશીંગણ થઈ છું. લ્યો સાંભળો! પછી તો આપના પિતાજીએ આપના વિવાહની વાત છેડી અને આપણા ગોર શાન્તુરૂષીને બોલાવી કેટલીક હકીકત પુછી અને પછી કુલ, શીલ, વિનય, વિવેક, સ્વરૂપ, સદગુણ અને પરાક્રમમાં આપણા વડીલો સમાન વિદ્યામાં કુશળ અને વયમાં આપના કરતાં બે ચાર વરસે મોટા વરનો રૂડે ઠેકાણે તપાસ કરી સંબંધ કરવાને માટે આજ્ઞા કરી છે. શુભ મુહુર્ત જોઈ બે ત્રણ દીવસમાં શાન્તુરૂષી અત્રેથી વિદાય થશે એ તમારે ખચીત જાણવું.

કિશોરી—હે પ્રીય સખી, શાન્તુરૂષીને પીતાજીએ બીજી હકીકત પૂછી તે આપને યાદ હોય તો મને કહો.

લલિતા—હે દેવી, મૃગના નેત્ર જેવાં આપનાં ચપળ ચક્ષુને ઘણો શ્રમ થયો છે, માટે હવે જરા નિંદ્રાને આધિન થાઓ, ત્રણ પહોર રાત્રિ વીતી જવા આવી છે. આપને નિંદ્રા ઘણી થોડી છે તે હું જાણું છું પણ વધારે ઉજાગરાથી આપની પ્રકૃતિમાં કંઇ ફેરફાર થાય એવી મને ધાસ્તી રહેછે.

કિશોરી—હા બેહેન, તારૂં કહેવું સત્ય છે. એ વાત તો બાજુપર રહી પણ લતામંડપમાં સુતેલા પુરૂષની સંભાળ લેવી એ મારો હું ધર્મ સમજુ છું. એ કોઈ નવલ પુરૂષ છે. વળી તે મહારાજાના સાંથીંસ અગર અતિથી હોય તો લતા મંડપમાં

શયન શું કામ કરે ? શત્રુ હોય તો ખુલ્લી જગામાં નિર્ભય પણે શું કરવા શયન કરે ? વળી અજાણ્યા માણસને આ દુર્ગનો રસ્તો સુઝે એમ પણ માની શકાતું નથી. તેમણે પહેરેલો પોશાક અને ધારણ કરેલાં આયુધોથી તે કોઈ સુભટ અને ક્ષત્રિયપુત્ર હોય તેમ જણાય છે. તેમણે પહેરેલો જામો કાંટા ભોકાવાથી કોઈ કોઇ ઠેકાણે ફાટી ગયો છે. ચરણ ફેલાવીને તે સુકોમળ તરૂણ પુરૂષ ગલીચા ઉપર સુતેલા છે. લાંબી મુસાફરીથી તે શ્રમિત થયા હોય તેમ જણાય છે. તેમની બંન્ને ભુજાઓ, ગુટણ અને નાસિકા લાંબા છે. હસ્ત પત્રાકાર છે. પગની પાની, હોઠ, નખ, એ પરવાળાના રંગની માફક રતાશ પકડે છે. કપાળ વિસ્તારવાળું અને ઉપરના ભાગમાં કમળ અને અર્ધચંદ્રાકાર ચિન્હથી શોભે છે. ગરદન અને ઝાંગ ટુંકી અને ભરાવાવાળી છે. આ સઘળાં લક્ષણો સામુદ્રિક વિદ્યાવડે જોતાં ઘણાં ઉતમ અને રમ્ય છે. માટે હે લલિતા તે પુરૂપ નિષ્કપટી, ગુણવાન અને સુરવીર છે તેમાં જરાએ શક નથી માટે બ્હેની, વ્હેલીથા અને વહાણું વહાતાં પહેલાં તેમને ત્યાંથી સુગંધદાર તેલ અત્તર, ચંદન અને કેસરના સુગંધીદાર લેપો, તીલકની સામગ્રી જરીનાં સુંદીર પટકુળ તેમને અર્પણ કરી ઉષ્ણ અંગોદકવડે સ્નાન કરાવી અને અંગુછાથી અંગ લુછી નાખી અતસદી સુગંધયુકત પદાર્થો તેમના શરીરે લગાવી તેમનો શ્રમ ઓછો કરો અને પછી આપણા દરબારમાં પરોણા તરીકે એક માસ પર્યંત રહે એવી તજવીજ કરો. હું હવે જરા

વિશ્રાંતિ લઉછું. લલિતા! બેન તને કંઇ કહેવું પડે તેમ નથી. તું ઘણી ચતુર છું. મારા કહેવાને ભાવાર્થ ભાગ્યેજ તારી સમજશક્તિ પ્રવેશ નહીં કરી શકે તેવો હશે. આ પ્રમાણે કહી કિશોરી જરાક હસી અને જાણે શરમીંદી થઇ ગઇ હોય તેમ નીચું જોઇ નખવતી જમીન ખોતરવા લાગી. ખરેખર કંઈ પણ વાત લલિતાની જાણબહાર નહોતી. તે ઘણી વિચિક્ષણ અને શાંત સ્વભાવવાળી હતી. કિશોરી તો પલંગ ઉપર જરાક આડી થઇ અને જોજોતામાં ઘસઘસાટ ઉંઘવા લાગી ( નિંદ્રાના દૂતો ) બગાસા વારે વાર લલિતાના મુખ ઉપર હુમલાં કરતાં હતાં પણ તે જરાપણ ડગી નહી અને શીતળ જળનાં ચોગળાંવડે પોતાનાં ચક્ષુ ધોઇ નાંખી અને સુરી ધીરી નામની બે લુડીઓને જાગૃત કરી જળપાત્ર સ્વચ્છ કરી દીવાનખાનાને વાળી ઝાડી સાફસુફ કરી ઉષ્ણ જળ કરવાનો હુકમ ફરમાવ્યો. પછી સુરી નામની લુંડીને ત્રાંબાના પાત્રમાં ઉષ્ણ અંગોદક લતા મંડપ આગળ ત્વરાથી લેઇને આવવાને આજ્ઞાકરી તે બાગમાં આવેલા પેલા લતામંડપ તરફ ચાલી નીકળી.



## પ્રકરણ ૧૪ મું.

અરૂણોદય થયો ન થયો એટલામાં પ્રેમસેન જાગૃત થયો અને ડોકું ફેરવી પાછું જુવે છે તો એક ફાનસ મંડપમાં ટાંગી દીધેલું દીઠું અત્યાર સુધી તેમાં બત્તી સળગતી હતી. રાત્રિની વખતે લાંબા વખત સુધી આ મંડપમાં તેને વિશ્રાંતી મળી હતી અને નિદ્રાથી તેનો શ્રમ ઓછો

થયો હતો, ક્ષુધા, શ્રમ અને તૃષાને લીધે "હું ક્યાં આવ્યો છું ? આ કોનો આશ્રમ છે ? વળી વિક્રાળ અને ગાઢા જંગલ અને પર્વતોમાં આ સુંદીર ઉપવને ક્યાંથી ? આવી રીતના વિચારો તેના મનમાં સ્પુરી આવ્યા, નહોતા પણ હવે તે ત્રણે આપત્તિઓમાં ક્રમેણુ ક્રમેણુ ઘટાડો થતો જવાથી ઘણા તર્કવિતર્કો અને વહેમોથી તેનું મગજ ઉભરાઈ જવા લાગ્યું અને પોતાના મનસાથે કહેવા લાગ્યો અરે! શું આ સ્વપ્ન તો ન હોય! આ લતામંડપ. બગિચો, પેલા સામેના સુંદીર મહેલો અને સુંદીર માર્ગો શું સ્વપ્નમાંતો હું દેખતો નથી; નહીં નહીં, આતો સ્વપ્નાવસ્થ ન હોય, પણ વસ્તુતઃ હુંતો જાગુ છું ત્યારે શું આ અસુરી માયા છે ? પીસાચાદી પ્રેતોની લીલાતો મને મોહ પમાડતી નહીં હોય? " આમ નજર ફેરવે છે તો ગલીચા ઉપર એક તરૂણ સ્રીની મનહર છબી તેની દ્રષ્ટિએ પડી. તરતજ તે છબીને હાથમાં ઉપાડી લીધી અને એક નજરથી તેને નિહાળવા લાગ્યો. પીનરતની જેનાં મુખની મનોહરતા ઇંદુના જેવી શોભે છે હેમ વર્ણ જેવી જેની કાન્તિ છે નાસાગ્રે મોક્તિકની નથની લટકી રહી છે નાભિતટ સુધી સુંદીર અલંકારો, હારો પુષ્પની માળાઓ તેના સૌંદર્યમાં વૃદ્ધિ કરી રહ્યાં છે, તાંબુલ ભક્ષણથી જેનાં આમ્રવૃક્ષનાં નવા કુરજેવાં કોમળ અધર કસુંબાના કરતાં વધારે રતાશ પકડે છે. જે કામદેવના ધનુષ્યની માફક વાંકી વળેલી ભ્રકુટીને લીધે જરાક ગર્વવાળી જણાય છે શ્યામ રંગની ફણીધર સ્રમન્ન જેવી વિશાળ વેણી ખભા ઉપર છુટી મુકેલી છે, કમળ સમાન રાતા અને સુકોમળ ચરણુમાં ઝાંઝરો શોભી રહ્યાં છે હાથીની સુંઢની માફક ભરાવાવાંળી તેની ઝાંગો નીલવર્ણની બુટાદાર અને જરીઆનના પલ્લવાળી ચંદ્રકળાથી ઢંકાએલી છે. આવી પૂર્ણ ચંદ્ર

મુખી અને વિશાળ, [illegible] વાળી નવયૌવનનાની સુંદીર છબીઓ પ્રેમસેનના મનના આકર્ષણ કર્યું કમળમાં જેમ મકરંદ, ગાયનમાં જેમ હરિણ, મહુઅરમાં જેમ સર્પ અને જળમાં જેમ મીન, પોતાનું ચિત્ત અર્પણ કરી દેછે તેમ પ્રેમસેને આ છબીમાં પોતાનું મન તલ્લીન કરી નાંખ્યું જડભગતને જેમ હરિણનું બચ્ચું તક્ષક નાગને પરિક્ષિતને દંશ કરવાનો ૠષિ પુત્રનો શ્રાપ અને ભીમસેન દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનું શિરચ્છેદન જેમ સંતાપના ઔશધરૂપ અને હર્ષના કારણ રૂપ થઈ પડયું હતું તેમ આ સુંદીર છબી પ્રેમસેનનું તન મન અને ધન થઈ પડી. કીશોરીની સખી અને દાસી લલિતા બીજી બે લુંડીઓ સાથે દાંતણપાણી, સ્નાનને માટે ઉષ્ણોદક અને શરીર ઉપર મર્દન કરવાને અત્તરાદિ વિગેરે સાહીત્ય લેઇને લતામંડપમાં આવી પહોંચવાથી વિસ્મયતાથી પ્રેમસેન ચોંકી ઉડયો અને છબીને બાજુપર મુકી આ ત્રણે સ્ત્રીઓ તરફ જરાક ગભરાટ વિસ્મયતા અને બેચેનીથી જોવાં લાગ્યો લલિતા એ પ્રથમતો કુશળ સમાચાર પુછયા અને પછી આ નિર્ભય દૂર્ગ વિષે કેટલોક હેવાલ કહી તેમને શાન્તપાન કર્યાં સુરી અને મીરી નામની લુંડીઓએ પ્રેમસેનને ખુબ મસળીને ઉષ્ણોદકથી સ્નાન કરાવ્યું અને પછી અંગે મલયાગીરી ચંદન અત્તર અને કેશર વિગેરેના અળતાનો લેપ કરી ભીના ટુવાલથી શરીર ઘસીને સાફ કર્યું લલિતા કેટલોક પોશાક લાવી હતી તેમાંથી નજરમાં આવ્યો તે પ્રેમસેને પહેરી લીધો અને પછી કસબી દુપટાથી કમર કસીને બાંધી. તલવાર, જમૈયા છરી, કટાર વિગેરે કસી દીધાં પાયજામો પહેર્યો અને શીરપેચ બાંધી દીધો ખભે ધનુષ્ય બાણ ધારણ કર્યાં ગલીચા ઉપરથી પેલી છબી પુનઃ

સુરી અને ધીરી તો લલિતાના હુકમથી સઘળી શેશ રહેલી સામગ્રી લેઇને અંતઃપુરમાં ગયા અને ફકત લલિતા પ્રેમસેન આગળ રહી હતી.

સુર્યનારાયણુ આકાશમાંથી બહાર નીકળી આવ્યા અને આ બગિચાના વૃક્ષોની ટોચો, સામેના મહેલોની અગાસીઓ અને ઉંચી દીવાલો ઉપર કીરણો નાખીને સોનેરી રંગથી રંગી નાંખ્યાં. નિર્ભય દૂર્ગમાં સઘળાં માણુસો કયારનાંએ જાગી ઉઠયાં હતાં અને સર્વે પોતાને કામે લાગી ગયાં હતાં. રાજ્યમંડપમાં વાળીઝાડી સાફસુફ કરી શેત્રંજીઓ અને ભાતભાતની જાજમો બીછાવી દેવામાં આવી હતી. મખમલથી મઢેલું અને હીરા માણેક ઝવાહીરથી શણુગારેલું સિંહાસન પણુ પીંછીથી સાફ કરી દીધું હતું. અને તેને બંને બાજુએ મખમલ જડીત્ર ખુરશીઓ ગોઠવી દેવામાં આવી હવી. એક પછી એક સરદારો આવીને પોતપોતાના આસને બેસતા હતા અને ધીમેધીમે કચેરી ભરાવા માંડી હતી. ભાટ ચારણો મહારાજા પ્રતાપસીંગનો જશ બોલતા હતા. જાજમ ઉપર કેટલાક રજપુતો અને ભાયાતો બેઠા હતા અને પરોણુાઓની માવજત કરતા હતા. ચોખા રૂના પહેલમાં કસુંબા ઘોળાતા હતા. મીર લોકો તાલસુર મીલાવી સતાર સારંગીઓ લેઈ બેશી ગયા હતા. ચોપદારો હાથમાં છડીઓ લેઇ કચેરીમાં આવ જાવ કરી રહ્યા હતા.

હવે લતામંડપ આગળ પ્રેમસેન ઉભો છે અને લલિતા તેને સઘળી માહીતી આપે છે, પ્રેમસેન બધું સાંભળે છે પણુ વારેઘડીએ પોતાની હાથમાં પેલી છબીછે તેના તરફ વાંકી અને ગુપ્ત દૃષ્ટિથી જુવે છે. છબી નિહાળવામાં પ્રેમસેનને ગરક થઇ ગએલો જોઇને લલિતા બોલી "મહારાજ, આપનું ચિત્ત જેણે આકર્ષણુ કર્યું છે તેની હું પ્રિય

સખી અને દાસી છું. તે આ મહારાજાની પુત્રી છે અને તેમનું નામ કિશોરી છે. જેવી રીતે આપ તેને મળવાની ખવાએસ રાખો છો તેવીજ રીતે તે આપને ચહાય છે. પણ આપનું કુલશીલ જાણ્યા સિવાય આપને મુખ દેખાડવાને તે આચકો ખાય છે. પણ જ્યારે તે જાણશે કે આપ અનંતપુરના મહારાજા વિરભદ્રના પાટવી કુમાર પ્રેમસેન છો ત્યારે તેમના આનંદની સીમા રહેશેજ નહીં. મહારાજા હવે હું રજા માગું છું શ્રીમતી કિશોરીને આપના કુશળ કહીશ કોઈ અનુચર આપણને સાથે ઉભેલાં દેખશે તો માઠું થશે આપ હવે કચેરીમાં પધારો. કંઇ ખબર હશે તો લાગ આવેથી આપને જાહેર કરીશ."

આ પ્રમાણે કહીને લલિતાતો અંતઃપુર તરફ ચાલતી થઇ અને પ્રેમસેન કચેરી તરફ ચાલ્યા. રાજ્યમંડપના દરવાજા આગળ આવ્યા તો ત્યાં હથીઆરબંધ આરબોનો પહેરો હતો. તેઓમાંના એકની સાથે અંદર કહેવડાવ્યું કે કોઇક રાજ્યપુત્ર કચેરીમાં આવવાને વિનંતી કરે છે. તરતજ દીવાન તીવ્રબુદ્ધિ, કુમાર ઉદયસીંગ. અને બેચાર સરદારો ઉઠીને દરવાજા સુધી પ્રેમસેનની સામા આવ્યા. અને દેશી રીત પ્રમાણે કુશળ સમાચાર પૂછી પ્રેમસેનનો હાથ પકડી કચેરી તરફ ચાલ્યા. મહારાજાએ પણ સિંહાસન ઉપરથી જરાક નીચે ઉતરી પ્રેમસેનને "રામરામ" કર્યા અને સાથેના આસન ઉપર બેસાડયા પોતાનું શીકારને વાસ્તે નીકળવું, મૃગની પાછળ પડવું અને અચાનક અહીં આવી પડવું વિગેરે હકીકત સવિસ્તર કહી. કસુંબો લાવવાને ચોપદારને પ્રધાને આજ્ઞા કરી પણ એટલામાં પ્રેમસેને કહ્યું કે અફીણ અને મદીરાપાન કોઇ પણ દીવસ નહીં પીવાને મેં પ્રતીજ્ઞા કરી છે. આ સાંભળી મહારાજા અને આખું કચેરી મંડળ પ્રેમસેનને ધન્યવાદ આપવા લાગ્યું.

ગુણ તો હમેશાં પ્રશંસાને પાત્ર છે. દુર્ગણીઓ પણ ગુણને વખાણે તે પણ તાજુબીની વાતતો એછેજે દુર્ગણની ગુણીજનો તેમજ દુર્ગણીઓ પણ નિંદા કરે છે અને ધીક્કારે છે. કોઈ પણ વ્યસનીને પૂછશો કે ભાઈ! તું આ લતમાં શું કરવા ખુવાર થાય છે"? ત્યારે કહેશે કે ખરાબ સોબતથી આ વ્યસન મને વળગ્યું છે પણ તે મારાથી મૂકાતુ નથી, તેને ત્યાગ કરવાનો કંઈ રસ્તો બતાવો તો છોડી દઉં કંઈ પણ વ્યસન પાડીને પાછળથી મુકી દેવા કરતાં પહેલેથીજ તેનાથી અળગા રહેવાય તો વધારે સારૂં. અગર ભોગજોગે તે વ્યસન પડ્યું તો શરૂઆતથીજ તેને મુકીદેવું ઘણું સહેલું છે પણ પાછળથી ઘણું કઠણ પડે છે. મનમારવાની શક્તિ વાળા મનુષ્યોને કંઇ પણ વસ્તુ કઠણ નથી. જેને પોતાનું મન જીતી લીધું છે તે ગમે તે કામ કરવાને શક્તિમાન થાય છે. મહારાજાની સાથે વાતચીત કરવામાં અને ગાનતાન સાંભળવામાં પ્રમસેન રોકાયલો હતો તેટલામાં પ્રધાન તીવ્રબુદ્ધિએ તેના ઉતારાના અને ખાનપાનને માટે બંદોબસ્ત કર્યો. કચેરીના પાછળના ડહેલાના એક બંગલામાં ખાવા પીવાની સામગ્રી વાસણ કુસણ, વિગેરે રસોઇઆ સાથે પહોંચતાં કરી દેવડાવ્યાં અને પ્રેમસેનની તહેનાતમાં રહેવાને ચારપાંચ માણસોને હુકમ કર્યો. પ્રેમસેનની માવજત અને પરોણાચાકરી કરવાનું અને તેની હાલચાલ ઉપર લક્ષ આપવાનું કામ કુમાર ઉદયસિંહને સોંપ્યું.

નવ સાડાનવનો સુમાર થયો હતો. તીવ્રબુદ્ધિએ ઇસારો કરવાથી એક ચોપદાર ઉભો થયો અને નીચે પ્રમાણે બોલ્યો "હમેશના વખત આજ કચેરી વહેલી બરખાસ્ત કરવાની મહારાજાની આજ્ઞા છે. શાંન્તુ રૂષી સામુદ્રીકાની કથા કહેવાને આજ મધ્યાહ્નકાળે પધારશે માટે તે વખતે

આ સુકથા શ્રવણ કરવાના અભિલાષી કચેરી મંડળને પારે-વાડીઆ સરદારોને, ભાયાતોને અને પરોણાને આ સ્થળે પધારવાને વિનંતી છે.” આટલું બોલી ચોપદાર બેશી ગયો. કચેરી બરખાસ્ત થઇ. મહારાજા રાજ્યમહેલ તરફ વિદાય થયા. તીવ્રબુદ્ધિ, ઉદયસિંહ અને પ્રેમસેન ડહેલા માંહેલા બંગલા તરફ ગયા. અને બીજા સરદારો પરોણાઓ અને ભાયાતોએ પોત પોતાના મુકામનો રસ્તો પકડયો.

## પ્રકરણ ૧૫ મું.

સભા વિશર્જન થયા પછી પ્રેમસેન ઉદયસિંહ અને તિવ્રબુદ્ધિ ડેહેલામાંહેલા બ.ગલામાં આવ્યા કે જે બંગલામાં પ્રેમસેનનો ઉતારો આપવામાં આવ્યો હતો.વચલા ખંડના દી-વાનખાનામાં ત્રણે જણ બેઠા અને હાસ્ય વિનોદની વાતોકરવા લાગ્યા થોડી વારે તીવ્રબુદ્ધિએ પોતાને મંદિરે જવાની ર-જા માગી અને રસોઇ તૈયાર થઈ છે એમ રસોડામાંથી ખબર આવવાથી પ્રેમસેને અને ઉદયસિંહ જમવાને માટે ગયા. પ્રેમસેનઅને ઉદયસિંહના આસનો સાથે મુકવામાં આવ્યા હતાં અને સામેની બાજુમાં બે ચાર સરદારો અ-ને ભાયાતો બેઠા હતા રસોઇઓ પણ વૃદ્ધ અને અનુભવી હતો અને જો જોઇએ તે સામગ્રી પુરી પાડવામાં આવી હતી તેથી રસોઇનો તાલ પણ સારો આવ્યો હતો શાક ભાજી વિગેરે પહેલા પીરસી દેવામાં આવ્યા અને પછી મીષ્ટભોજન અને અપોશણ વિગેરે મુકયું આડા અવળા વાતોના સપાટાગપાટા ચાલે છે પ્રેમસેનને જમાડવામાં ઉદ-સિંહ આગ્રહ કરે છે ઘડી વારમાં પ્રેમસેન આગ્રહ કરે છે

ભાયાતો વિગેરે મ્હારા તમારા સોગન આપે છે આ પ્રમાણે કરતાં કરતાં જમી રહ્યાં અને વચલા ખંડના દીવાનખાનામાં આવ્યા ત્યાં પાન સોપારી, ૫લાયચી; કસ્તુરી, જાયફળ વિગેરે મુખવાસ લેઈ પ્રેમસેન અને ઉદયસિંહ આરામ લેવાને જરાક પલંગ ઉપર સુતા.

ભોજન કર્યા પછી તરતજ થોડી વખત સુધી આરામ લેવો એવો વૈદ્દય શાસ્રનો મત છે, દીવસનો વખત કામ કરવાનો છે. માટે જોઇએ તેટલી અંગ કસરત દીવસે મળી શકે છે સાંજનુ વાળુ કર્યા પછી થોડા વખત સુધી હરવું ફરવું કારણકે રાત્રિનો વખત નિદ્રા લેવાનો છે અને તેથી રાત્રે અંગકશરત થતી નથી જમેલો ખોરાક પચાવવાને વાળુ કર્યા પછી અવશ્ય થોડો વખત હરવા ફરવામાં ગાળવો શરીર આરોગ્ય અને તંદુરસ્ત રાખવાને સારૂ આ નિયમાનું સાર ખાસ કરીને શ્રીમંતોએ વર્તવું જોઇએ કારણકે ગરીબ લોકો અને મજુરીઆ માણસોની માફક તેમને કામ કરવાનું નથી ખાનપાનમાં ગુલતાન રહી અહનીંશ ગાદી તકીઆ સેવવાથી શરીરમાં ચુસ્તી વધે છે અને તેથી કરીને પ્રકૃતી બગડે છે.

જમીને થોડી વખત આરામ લેવો અને વાળું કરીને એક માઈલ સુધી ફરવા જવું.

પ્રેમસેન અને ઉદયસિંહ જરાક પલંગ ઉપર આડા થયા છે. અને બે ચાર ભાયાતો, સરદારો અને મીર લોકો આનંદપુરના મહારાજાની કીર્તિનો જશ ગાય છે. એક બે ચારણો બંગલાના બારણા આગળ ઉભા ઉભા નવાંનવાં કવિત્ત બોલે છે. દરવાજાની બહાર પહેરેગીરો પહેરો દેઈ રહ્યાં છે અને તેમનાં બુટના અવાજ પડયાં કરે છે. સામુદ્રિકાની કથાને સારૂ સભા ભરવાનો સમય થયો છે તેથી

ઓતાજનો નવાંનવાં કપડાં પહેરી ગળામાં ફુલના હાર નાંખી રાજ્ય મંડપમાં જવાની ધામધુમ મચાવી રહ્યા છે. ચોપદારો અનુચરો અને તુરંગોપચારકો પોતપોતાને સોંપેલાં કામ કરવાને આમતેમ દોડાદોડી કરી રહ્યા છે. રાજ્ય માર્ગો અને બગીચાના રસ્તાઓ ઉપર પખાલીઓ પાણીનો છંટકાવ કરે છે.

દેવડીના ઘડીઆળમાં બપોરના બારનો ટકોરો થયો. પ્રેમસેન અને ઉદયસીંહ ઉઠીને ઉભા થયા અને પોતપોતાના કપડાં અને આયુધોથી સજ થવા લાગ્યાં. ભાયાતો વિગેરે તેમની પાસે જેઓ બેઠા હતા તેપણ સાવધ થયા અને ગપાટા સપાટાનો અંત આવ્યો એટલામાં રાજ્ય મંડપ તરફથી એક ચોપદાર આવ્યો અને સભામાં પધારવા પ્રેમસેન, અને ઉદયસિંહને બંને હાથ જોડી વિનંતી કરી.

પ્રેમસેન અને ઉદયસિંહતો તયાર થઈ રહ્યા હતા અને ચોપદારના કહેતાની સાથે રાજ્ય મંડપ તરફ ચાલ્યા. પાછળ પેલા ભાયાતો સરદારો અને કેટલાક અનુચરો પણ જવા લાગ્યા થોડીવારમાં સભામાં આવ્યા. અને પોતપોતાને સ્થાનકે મર્યાદાપુર્વક બેસી ગયા.

અહો ! રાજ્ય મંડપની શી શોભા છે અને રચના કેવી સારી કરી છે ! રાજ્યમાર્ગોની બાજુમાં સુંદીર વૃક્ષોની છોડવાઓ અને લતાઓ ઘણી લહેજત દેઈ રહ્યાંછે. ચોકમાં ફુંવારો ચારે બાજુએ વરસાદનાં બીંદુઓના આકારમાં સુસવાટાની સાથે સુંદીર કંચનમય પાણીની ધારાઓ ઉડાડી રહ્યા છે. વેલાઓ અને વૃક્ષો નવપલ્લવ થઈ પ્રફુલીત થઈ રહ્યાં છે અને સુંદીર ફળફુલોથી વિંટળાઇ રહ્યાં છે કુસુદપુષ્પ અને મંજુરીનો મધુરસ પીવાને આવેલા ભ્રમરો ગુંજાર શબ્દોથી આખું ઉપવન ગજવી મુકે છે. અને કોયલ,

મયુર વિગેરે મધુર ઉચ્ચાર કરનારા પક્ષિઓ પોતાના આનંદદાયક મધુર શબ્દોથી કાનને મજા દેઈ રહ્યાં છે. શીત્ર, મંદ અને સુગંધી મય એવો ત્રણ પ્રકારનો પવન વાય છે. ચોપદારો અને અનુચરો મર્યાદા પુર્વક ઉભા છે. તરેહ તરેહ રંગના કીંમતી વસ્ત્રાભુષણો અને આયુધો ધારણ કરી આ નિર્ભયદૂર્ગના વાસિઓ દેશપરદેશના પરોણાઓ, ભાયાતો રાજ્યકારી પુરૂષો, સરદારો અને સુભટો ગંભીરતાથી બીરાજેલા છે. અબીલ, ગુલાલ, સીંદુર અને અક્ષતના સુંદીર સાથીઆથી રાજ્ય મંડપના પગથીઆં શોભી રહ્યાં છે કેળનાસ્થંભો અને આસોપાલવના પાંદડાથી એક દીવ્ય આરડી શણગારી છે તેમાં છ શાસ્ત્રનો જાણનાર, વેદ પુરાણના અભ્યાસી રાજ્યભેદમાં કુશળ, પવિત્રઆત્મા, અમૃત સમાન શીતળ અને રસિક વાણીવાળા, ચૌદવિદ્યામાં પ્રવીણ બુદ્ધિશાળી અને ગંભિર વૃત્તિવાળા શાન્તુરૂપી તરફ એક દ્રષ્ટિથી જોઈ રહ્યા છે. શ્રોતાજનોને અનુકુળ પડવાના કારણથી અગરતો ત્રણે વર્ણોમાં ઉત્તમ એવા બ્રાહ્મણ, વિદ્વાન, રૂષિ અને વળી રાજ્યગોરછે એના કારણથી અગર બીજા કોઈ કારણને લીધે શાન્તુરૂષિનું આસન મહારાજાના આસન કરતાં પણ વધારે ઉંચુ, દીવ્ય અને પ્રકાશ વાળું હતું બાજટ ઉપર એક ઘીનો દીપક સળગતો હતો. ધુપ અને કપુરની વાસથી ગુલાબજળ અને અત્તરના છંટાવથી, અબીલ અને ગુલાલના ઉડવાથી, કેસર અને ચંદનના લેપથી ત્રણે પ્રકારના પવનથી, ભાટ ચારણોનાં કવિત્તથી, બ્રાહ્મણોના આર્શીવાદથી અને વેદ મંત્રની ધ્વનીથી, સપ્તસ્વરના ભેદથી વાગતાં વાજીંત્રોના નાદથી, વિણા અને મૃદંગ વિગેરે વાદ્યના સ્વરમાં મળીજતા નૃત્યના છુમછુમ અવાજથી આંબાના વૃક્ષો ઉપરથી થતા કોકીલાના " કુઉ કુઉ "શબ્દોથી અને મોરોની મધુર વાણીથી સઘળા શ્રોતાજનોનાં મન પ્રફુલિત

થઈ રહ્યાં હતાં અને સભામાં આનંદ પ્રસરી રહ્યો હતો.

દેવડીના ઘડીઆળમાં એકનો ટકોરો થયો અને ચોપદાર મોઢેથી બોલ્યો કે કથાનો આરંભ થાયછે માટે ચુપ ચુપ રહી શાંત વૃત્તિથી બેસવું એવી મહારાજાની આજ્ઞા છે અને આ આજ્ઞાનું ઉલંગન કરનાર પુરૂષને યોગ્યસજા કરવામાં આવશે.

સઘળાઓ શાંત થઈ ગયા. નૃત્ય ગાન બંધ થયું ભાટ, ચારણો અને બ્રાહ્મણો પણ નીચે બેસી ગયા. અને હમણાં શાન્તરૂષિના મુખમાંથી અમૃતમય મધુર વાણી નીકળશે એવી આશાથી સઘળા સભાસદો અને શ્રોતાજનોની નજર શાન્તરૂષિના ભણી ચોંટી.

શાન્તરૂષિ મહા વિદ્વાન છે અને કંઈપિણ કથા કહેવામાં પોતાને પુસ્તકની જરૂર પડતી નથી કારણકે સઘળાં શાસ્ત્રો અને કથાઓ તેમની જીહવ્યાએ રહ્યાં છે ધન્યછે તેમની મહેનતને અને વિદ્વાભ્યાસને ! ઉદ્યમ કરવાથી શું નથી બની શકતું ? મહેનત વિના વિદ્યા પ્રસન્ન થતી નથી. યાદશકિત મારી નથી એવા બ્હાનાથી મહેનત કર્યા સિવાય કાયરની માફક બેસી રહેવાથી કંઇ વિદ્યા પ્રસન્ન થશે નહીં. તેથી ઉદ્યમનેજ ધરમ સાધન અને પુરૂષાર્થ સમજી સુજ્ઞ જનોએ અનુસરવું એ તેમની ફરજછે.

---

# પ્રકરણ ૧૬. મું.

---

શાન્તુરૂષિને ફુલના હાર અને ગજરા અર્પણ કરવામાં આવ્યા અને મહારાજા પ્રતાપસીંગે યથાવિધિ પુજન કર્યું

અને પછી રૂષીએ નીચે પ્રમાણે કથાનો સમારંભ કર્યો. "શંકરના પુત્ર વિધ્નેશ્વર, નિરાશ્રિતોના આશ્રયરૂપ હાથીના જેવા મુખવાળા, ઉત્તમવરને આપનારા ગુઢવાણીને સમજનારા દેવતાઓને પ્રીય અને મોટા ઉદરવાળા ગણપતિને પ્રણામ કરૂંછું. વિદ્યાવરદાઈની, હંસના વાહનવાળી, જેના મોહિનીસ્વરૂપે પિતામહ એવા બ્રહ્માને પણ એક વખત મોહજાળમાં ઝંપલાવ્યાછે એવા, વેદમય અને સર્વ શાસ્ત્ર પારાંગત, બુદ્ધિનાં આપનાંરાં, શરણે આવેલાની કિર્ત્તિમાં વૃદ્ધિ કરનારાં અને બાળકુમારીકા એવા સરસ્વતીને શરણે જાઉંછું. અને મવે સ્રી પુરૂષના લક્ષણ કહેવાં શરૂ કરૂછું. વામ ભાગમાં સ્રીના અને દક્ષિણ ભાગમાં પુરૂષનાં લક્ષણ જોવાય, પુરૂષને પાંચ વાનાં દીર્ઘ જોઇએ, ચાર રહસ્ય ટુંકાં જોઇએ, પાંચ સુક્ષ્મ જોઇએ, ત્રણ વિસ્તિર્ણ જોઇએ, અને ત્રણ ગંભીર જોઇએ, હસ્ત, નેત્રાંતર, ઢીંચણ, નાક, સ્તન, એ પાંચ દીર્ઘ જોઇએ કોટ, લીંગ, પૃષ્ટ, જાંગ એ ચાર ટુંકાં જોઇએ. આંગળીનાં પર્વ, દંત, કેશ, નખ અને ત્વચા એ પાંચ સુક્ષ્મ જોઇએ. કક્ષા, કુક્ષ, છાતી, નાક, ખભા અને કપાળ તેનો ઉપાડ ઉંચો જોઇએ. પગનાં તળાં નેત્રનાં પોપચાં, નખ, તાળવું, જીભ, હોઠ એ સાત રકત વર્ણનાં જોઇએ. છાતી, લીલાટ અને મુસ્તક વિસ્તિર્ણ જોઇએ તેમજ સ્વર અને નાભિ ગંભીર હોય તો ઉત્તમ. જે પુરૂષની છાતી વિસ્તિર્ણ હોય છે તે ધન ધાન્ય ભોગી થાય. જેના પગ વિશાળ હોય તે સતત સુખી થાય. જેનું શીર્ષ વિશાળ હોય તે રાજ્ય સન્માન ભોગવે, કપાળ વિશાળ હોય તે પુત્ર કલત્રનું સુખ ભોગવે ચક્ષુ, દંત, ત્વચા અને પાદ એ વાના સતેજ હોયતો સૌભાગ્ય, ભોજન, લક્ષ્મિ અને વાહનનું અનુક્રમે સુખ ભોગવે. જેના હસ્તપાદ કઠિન હોય અને પગનાં તળાં સુંવાળાં હોય

તે ઉત્તમ લક્ષણ છે.

વળી જેના પગ, નાસીકા અને કર્ણ મોટા હોય અને જે દ્રઢનેત્ર હોય તે દીર્ઘાયુષ થાય. પણ હે રાજેન્દ્ર ! જેનાં પગનાં નખ સુપડા સરખા ફાટાં, વક્ર. સ્વેત, સીત, સુષ્ક અને પ્રસેદ હોય તે અશુભ સુચક ચિન્હ છે. જે પુરૂષના નખ તેજવંત, રાતા, ઉપડતા, સ્નિગ્ધ, પાતળા અને તામ્રવર્ણ અને ઈંદ્રિધનુષ્ય જેવા હોય તે ઘણું સુખ ભોગવે અંગુઠા કરતાં તર્જનીનું મોટાપણું, મધ્યમા કહેતાં વચાંગુલિની દિર્ઘતા, અને આનામીકાની લંબાઈ, એ ત્રણે અનુક્રમે સ્ત્રીભોગ, ભાર્યાહાની, અને વિદ્યાભોગ સૂચવેછે. ટુંકી આંગળીઓવાળો દાસત્વ ભોગવે. મૃગના સરખી અને સિંહના જેવી જાંગ સારા ફળને આપે છે. વળી રોમયુક્ત લિંગ દક્ષિણાવર્ત હોય તો પુત્ર ઘણા થાય અને ડાબીબાજુએ હોય તો પુત્રિઓ ઘણી થાય. મીન, દુધ, મધુ, કમળ લાખ, માંસ, રક્ત, કડુ, અને ક્ષાર જેવી ગંધવાળું વીર્ય અનુક્રમે પુત્ર, લક્ષ્મિ, પ્રમદા પ્રત્યે વાત્સલ્યતા. રાજ્ય દરીદ્રતા, ચૌર્યવૃત્તિ, વ્યસન, દુર્ભાગ્ય અને ગરીબાઈ સૂચવેછે; દુધના જેવા રંગવાળું વીર્ય રાજ્યભોગ સૂચવેછે; અને શ્યામ વર્ણવાળું વીર્ય હેમભોમ જણાવે છે. અળતા અને પ્રવાળના રંગજેવું સ્નિગ્ધ અને રક્ત લોહીને ઉત્તમ ગણેલું છે. પણ કમળપાંખડીના રંગ જેવું અને શ્વાન શિયાળ, સર્પ અને ઉંદના લોહીની તરેહનું રૂધીર કનિષ્ટ છે. માંસથી ભરેલી, અને વિસ્તિર્ણ કટીને સારી જાણવી. વર્તુલ અને ગંભીર નાભી સુખનું ચિન્હ છે. રક્ત, નીલા અને પીળાશ પડતા હાથ અનુક્રમે લક્ષ્મિ, મદ્ય અને પરસ્ત્રિનો ભોગ કરાવે. કાળાશ પડતા હાથ નિર્ધનતાનું લક્ષણ છે. જરાક પાતળી પુર્ણ કુંભ સરખી, અને શંખના જેવી કોટ સારી કહીછે. કમળપાંખડી સરખી પ્રભાવાળા ગાલ, રક્ત હોઠ અને પુ-

પજેવા, સરખા, ન્હાના અને દ્વાત્રિંશત દાંત સૌંદર્યમાં વૃદ્ધિ કરનાર છે. શ્વેત, રકત અને પીળું તાળવું અનુક્રમે લક્ષ્મિ, રાજયસન્માન અને અખત્યાર મળે એમ જણાવે છે. કાળું તાળવું અશુભ સૂચક ચિન્હ છે. શુકના સમાન લાંબુ નાક ઉત્તમછે. ટુંકા નાકવાળો પુરૂષ ધર્મશીલ થાય. જાડું અને વાંકુ નાક કનિષ્ટછે. મૃગનાં સરખાં અને રકત વર્ણનાં ચક્ષુ સારાં કહેવાય. બિલાડી સિંહ, મયુર, અગર નકુલના જેવાં ચક્ષુ અશુભ સુચકે ચિન્હ છે પીળાશપડતા, મધુવર્ણના અને ભ્રમરવર્ણના કેશ લક્ષ્મિની પ્રાપ્તિ સુચવે છે સ્ફુટીત અને જાડાકેશ અમંગળ ચિન્હછે. ટુંકીઅનામિકા વાળી સ્રી કલહપ્રિય હોય. જે સ્રીની પગની પ્રદેશની આંગળી લાંબી અને પુંઠ પાતળી અને જેના પગની તર્જની ચાલતાં જમીનથી ઉંચી રહેતી હોય તે ગણકા જારીણી નીવડે, પીસ્તની, હસ્તિણી સુંઢ જેવી જાંગ વાળી કંઠમાં અને કાન ઉપર કાળા તિલક વાળી, કઠિન માંસથી ભરેલા, અને હસ્તિના ગંડસ્થળ જેવા પયોધર વાળી, દક્ષિણા વર્ત અને પાતળી નાઝુક કોટવાળી, રકત, સતેજ અને પાતળા હોઠ વાળી લાંબા અને શુકના જેવા રાતા નાકવાળી, બીજના ચંદ્ર સમાન મુખવાળી સુકોમળ અને પાતળા ઉદરવાળી વિશાળ લિલાટવાળી. હંસ, મેઘ કોયલ અગર ચક્રવાકના જેવા તીક્ષ્ણ અને મધુર સ્વરવાળી, સ્તન ઉપર રાતા તીલકવાળી, મૃગના સરખી જાંગ અને ચક્ષુવાળી હંસના સરખી ગતિવાળી લિલાટે કાળા તિલકવાળી ડાહાપણવાળી સ્વામીની ચિંતા રાખનારાળી, કમળની સુવાસ સરખી ગંધવળી, કન્યા પરણવા લાયક સમજવી પ્રીયશ્રોતાજનો ! આ શાસ્ત્ર ઘણું લાંબુ છે અને જુદા જુદા આધુનીક પંડીત કહેવડાવનારા લોકોએ પોતાના મન પ્રમાણે તેમાં વધારો ઘટાડો કરી નાંખ્યોછે તેથી લોકોની શ્રદ્ધા તેન ઉપરથી

ઉઠી જવા લાગી છે. અને તેમ બને તેમાં જરાપણ નવાઈ જેવું નથી વધારાઘટાડાને લીધે અગણિત ભુલો અને ખોટા તર્કોથી જોડી કાડેલી બાબતો આપણા જોવામાં આવેતો ખરી બાબતોપર પણ શંકા થતાં વાર લાગે નહીં એતો સ્વભાવિકછે માટે ટુંકાણમાં વિવેચન કરી હવે કથા સમપ્તિ કરવાની આજ્ઞા માગુ છું. ”

આ વખતે સાંજ પડવાનો વખત થયો હતો. સુર્ય નારાયણ પશ્ચિમ બાજુના પર્વતોના શીખરોમાં સંતાઈ જતા હોય તેમ જણાતા હતા. શીખરોપર જાણે સુવર્ણનો ઢાળ ચઢાવ્યો હોય તેમ શોભતાં હતાં. જોજોતામાં દીવાબત્તીનો વખત થઈ ગયો અને સઘળાઓ ઉઠીને પોતપોતાને મકાને જવાલાગ્યા. કથાના રસનું વખાણ શાન્તુરૂષિની વાકપટુતા અને મંડપની શોભાની કેટલીક વાતો કરી રહ્યાછે નવો આવેલો રાજાના કુંવર જેવો પુરૂષ કોણ છે અને કેમ આવ્યો છે તે વિષે કેટલાક પડપુછ કરી રહ્યાછે. કેટલાક રાજ્ય સંબંધી કાર્યોમાં મન પરોવી રહ્યા છે આ પ્રમાણે રસ્તામાં ગમ્મતરમત કરતાં અને કંઈ હાસ્યજનક વાત આવેતો તાલી આપતા અને ઠઠ્ઠા મશ્કરી કરતા લોકો જાયછે.

સૌસૌને ઘેર તેમની પ્રિયાઓ, પુત્રો, પિતાઓ, અને નોકરો પોતપોતાના પતિઓ પિતાઓ, પુત્રો, અને સ્વામીની રાહ જુવે છે અને તેઓ “ હમણાં આવશે, હમણાં આવશે, અરે પગલાં વાગે છે ” એવી કલ્પનાઓ કરી રહ્યાં છે.

એવામાં એક પછીએક ભયંકર અને મોટા અવાજો થવા લાગ્યા એને સઘળાઓનું મન તે તરફ ખેંચાયું. ધુમાડાના ગોટેગોટ આકાશમાં જતા દેખાવા લાગ્યા, અને સઘળે અંધાધુની ફેલાઈ ગઇ સઘળા રસ્તે ચાલનાર માણસોના હોસકોસ ઉડી ગયા અને બેબાકળા થઇ ગયા.



અપુર્ણ.